શ્રી હંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી પુષ્પ ૨૨ મું.

# શ્રી ગીતસંગ્રહ.

કર્તા—સ્વર્ગસ્થ મુનિશ્રી કર્પૂરવિજયજી.

પ્રકાશક,

શ્રી હંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરીના

સેક્રેટરી લાલભાઈ મોતીલાલ શાહ.

[illegible]હેરીપુરા રોડ, વડોદરા.

વીર સં. ૨૪૫૧ વિક્રમ સં. ૧૯૮૧

આવૃત્તિ ૧ લી. નકલ ૧૦૦૦.

કિં. ૦-૨-૦

# અર્પણ પત્રિકા.

સદ્‌ગુણસંપન્ન ધર્મનિષ્ઠ માનનીય શેઠજી,

શાહ નગીનદાસ હેમચંદ

મુ. શાહપુર (જી. ઠાણા).

ગૂજરાતની પ્રાચીન રાજધાની પાટણ પાસેનું ધીનોજ ગામ આપના વડિલોનું વતન હોવાથી ગુજરાતની ભૂમિ અને આપના જન્મથી અલંકૃત થયેલ શાહપુર (દક્ષિણ) ગોરવ માને છે. આપના જેવા ઉત્તમ ધર્મવીર સુપુત્રને જન્મ (સં. ૧૯૨૬ મહા વ. ૫) આપનાર માતુશ્રી ઝવેરબાઈ, યદ્યપિ, આપને બાલ્યવયમાં મૂકી સ્વર્ગવાસી (સં. ૧૯૨૯ અષાડ શુ. ૧૦) થયાં છે; છતાં તેમનો અમર આત્મા આજે પણ ધન્યવાદ પામે છે. આપના જન્મથી વીસાશ્રીમાળી જ્ઞાતિ વિભૂષિત થઈ છે. આપના પિતાશ્રી હેમચંદ ભૂલાભાઈનો સ્વર્ગસ્થ (સં. ૧૯૪૨ ચૈત્ર શુ. ૨) આત્મા આપનાં અનેક પવિત્ર ધર્મકાર્યોથી પ્રમુદિત થઈ અન્ય પ્રશંસનીય ધર્મકાર્યો કરવા તરફ આપને આંતરિક પ્રેરણા કરતો હોય, એમ અમ્હને ભાસે છે.

'पुण्यानुसारिणी लक्ष्मीः' એ પ્રવચન પ્રમાણે લક્ષ્મી તો અનેક પુણ્યશાલીઓ પામે છે, પરંતુ તેનો પુનઃ સદ્વ્યય કરનારા આપના જેવા વિરલા ક્વચિત્ જ જોવામાં આવે છે. તીર્થયાત્રા, રથયાત્રા, પ્રતિષ્ઠા, ઉપાશ્રય, ઉદ્યાપન વિગેરે અનેક શુભ પ્રસંગોમાં—દેવ—ગુરુભક્તિમાં આપે લીધેલ લક્ષ્મીના લ્હાવાઓ આપની ધર્મશ્રદ્ધાલુતાને દર્શાવી રહ્યા છે. તેમાંના કેટલાક પ્રસંગો અમ્હારા જાણવામાં આવ્યા છે.—

સં. ૧૯૬૪ માં આપે આપનાં પ્રથમ ધર્મપત્ની સાથે શ્રીસંમેતશિખરજી તથા પૂર્વદેશની પંચતીર્થીની યાત્રા કરી હતી. સં. ૧૯૭૪માં પૂજ્યપાદ મુનિરાજ શ્રીહંસવિજયજી મહારાજના શિષ્ય મુનિરાજ શ્રી દોલતવિજયજી તથા મુનિ શ્રીધર્મવિજયજી મહારાજના સદુપદેશથી આપે શાહપુર (દક્ષિણ) માં જૈનઉપાશ્રય કરાવ્યો છે.

સં. ૧૯૭૫ વૈ. શુ. ૬ શાહપુર જૈનમંદિરમાં પ્રતિષ્ઠા પ્રસંગે ઉચ્છરામણીથી દેવદ્રવ્યમાં વૃદ્ધિ કરી મૂલનાયક શ્રીપાર્શ્વનાથ પ્રભુને પધરાવવાનું, ચાંદીના રથમાં પ્રભુને લઈ બેસવાનું, અને રામણદીવાનું અપૂર્વ સૌભાગ્ય આપે પ્રાપ્ત કર્યું હતું. તથા નોકારશીથી સાહમ્મિવચ્છલ કરવાનું પુણ્યકાર્ય પણ ઉત્સાહથી આપે શોભાવ્યું હતું—ચંચલ લક્ષ્મીને નિશ્ચલ કરવાનો સુયોગ સાધી આપે સ્વજન્મ કૃતાર્થ કર્યો છે.

સં. ૧૯૭૮ માં વૈશાખ શુ. ૧૦ થી વૈ. વ. ૩

સુધી આપે નવપદજીના આરાધન નિમિત્તે નવછોડનું ઉદ્યમણું માંડી, નવ દિન સુધી (બંને ટંક) નવકારશી કરી, રથયાત્રા, શાંતિસ્નાત્રાદિ માંગલિક ક્રિયાઓ કરી હતી અને તે પ્રસંગે આપે શાહપુર જિનાલયના શિખરમાં શ્રીનમિનાથ પ્રભુની પ્રતિમા પધરાવી સુકૃતના સંચયને અખૂટ કર્યો હતો—તે દ્વારા તપરૂપી મંદિર પર સુવર્ણકલશ ચડાવ્યો હતો.

સં. ૧૯૮૧ ના ચાલુ વર્ષમાં મહા શુ. ૫ આપ શ્રીસંઘને લઈ શ્રીસિદ્ધાચલજી તથા ગિરનારજીની યાત્રાએ સંચર્યા હતા. મુંબઈ, અમદાવાદ, ગ્રધડીઆ વિગેરે સ્થળોની યાત્રા કરતા આપ શ્રીસંઘ સાથે મહા વ. ૧૦ પાલિતાણા પધાર્યા હતા, જ્યાં આપનું સામૈયાથી સન્માન—સ્વાગત કરવામાં આવ્યું હતું. ત્યાં આપે ફાગણ શુ. ૩ રથયાત્રા કરી ફા. શુ. ૪ નોકારશીથી સંઘવાત્સલ્ય કર્યું હતું. ફા. શુ. ૫ શ્રી આદીશ્વર પ્રભુની મોટી ટુંકના મંડપમાં આપે તીર્થ-માળા પહેરી તીર્થભક્ત સંઘપતિની મુદ્રા ધારણ કરી હતી. તે જ દિવસે શ્રીઆદીશ્વર ભગવાનની મોટી ટુંકમાં 'બાજરીઆ' મહાવીરસ્વામિના મંદિરની દેહરીમાં શ્રીમુનિસુવ્રતસ્વામી મૂલનાયકજી સાથેનું પ્રભુપ્રતિમાનું ત્રિગડું આપે પધરાવ્યું હતું. તેમ જ તે દિવસે તલાટી ઉપર ભાતુ અપાવ્યું હતું, દાદાની આંગી, પૂજા-ભાવના ઉત્સાહથી ઉત્સવપૂર્વક રચાવી હતી.

શ્રીસંઘ સાથે આપ ત્યારપછી ફા. શુ. ૮ શ્રી ગિરિનાર ગિરિરાજની યાત્રા કરી વણથલી, વેરાવળ,

પ્રભાસપાટણ, આબૂ, અચલગઢ, કુંભારીઆ, તારંગા, પાનસર, સેરીસા, વડોદરા, ઉમેટા, ભરૂચ વિગેરે દર્શનીય તીર્થસ્થળો અને જિનમંદિરોનાં દર્શન—પૂજનાદિથી વિશાલ પુણ્યોપાર્જન કરી વૈ. શુ. ૭ આપ શાહપુર પધાર્યા હતા. શ્રીસંઘ સંબંધી સર્વ રેલ્વે ખર્ચ તથા ભોજનખર્ચ આપે આપ્યો હતો.

આપનાં તે અનુમોદનીય—અતિ પ્રશંસનીય ધર્મકાર્યોમાં આપનાં ધર્મપત્ની ગજરાબાઇ તથા આપનાં બહેન શિવકુંવરબાઇ અને રતનબાઇ (બુરાનપુરવાળાં)નો સુયોગ પણ આપના પુણ્યપ્રકર્ષને વિશેષ દીપાવનાર થયો છે.

આપનાં ઉપર્યુક્ત ધર્મકાર્યો તથા ઉદારતા, સરલતા, નમ્રતા, પરોપકાર વિગેરે સદ્‌ગુણોથી આકર્ષાઈ આ દેવ-ગુરુભક્તિનાં ગીતોના સંગ્રહરૂપ 'ગીતસંગ્રહ' નામની બુક આપના કર—કમલમાં અર્પણ કરીએ છીએ; કે જેની રચના પૂજ્યપાદ મુનિરાજ શ્રીહંસવિજયજી મહારાજના સદ્‌ગત પ્રશિષ્ય કર્પૂરવિજયજી મહારાજે કરી છે. આશા છે કે—આપ તેનો સ્વીકાર કરી અમ્હને આનંદિત કરશો.

નિવેદક—

| | |
|---|---|
| વીર સં. ૨૪૫૧ વૈ. વ. ૧ | શ્રીહંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરી, |
| શ્રી હંસવિ. જૈ. લા. | વડોદરાના વ્યવસ્થાપકો તરફથી |
| વડોદરા. | આપનો ધર્મબંધુ |
| | લાલચંદ ભગવાનદાસ ગાંધી. |

# પ્રસ્તાવના.

આજે આ યથાર્થનામ ગીતસંગ્રહ નામનું પુસ્તક બહાર મુકતાં અમને, તેના કર્ત્તાના અકાળ અવસાનની દીલગિરિ પ્રકટતાં છતાં પણ કાંઈક આનંદ થાય છે, કારણ આ કૃત્યથી અમે અમારી કૃતજ્ઞતા દર્શાવવા અમુક અંશે શક્તિમાન થયા છીએ અને ગુણી પુરૂષોના ગુણગાન ગાવામાં એક નજીવી રીતે પણ નિમિત્ત બન્યા છીએ.

જૈન મુનિવરોએ અને શ્રમણોપાસકોએ રસાળ ગુર્જર-ગિરાની આવા કવિતાના રસ્તે કરેલી સતત ઉપાસના સૌ કોઇને સુવિદિત છે. તેઓએ લગભગ આઠસો વર્ષો કરતાં પણ વધારે પહેલાંના સમયથી આ કોમળ કામિનીને સુવેશવેશાલંકારાદિમાં સજાવી સાહિત્યની રંગભૂમિમાં ઉતારવા માંડી છે અને સમય સમયના રાહે નીતિ તથા ધર્મને તે દ્વારાએ કેળવ્યો છે એ પણ સુપ્રસિદ્ધ છે, ઓછા પ્રમાણમાં પણ આ વહેતો પંથ આજસુધી ચાલુ છે. હાલ રાસાઓ વિગેરેથી વિસ્તૃત કવિતાસાહિત્ય ખેડાતું નથી, પણ ભક્તિ-નિમિત્તે સ્તવનાદિ રચનારા કોઈ કોઇ મહાશય નીકળી આવે છે. પ્રસ્તુત પુસ્તકના કવિ પણ આવા ગાનારાઓમાંના એક હતા, કે જેઓશ્રીનું નામ કર્પૂરવિજયજી હતું. નાની ઉંમરમાં સદ્ગત થયેલા આ મુનિશ્રીને આપણે, શ્રી હંસવિનોદ, તિથિતપમાણિક્યમાળા, ગિરનારપૂજા વિગેરે ભક્તિ-કાવ્યોના તથા પ્રશ્નોત્તરપુષ્પમાળાના કર્તા શાંતમૂર્ત્તિ

મુનિમહારાજ શ્રી હંસવિજયજીના સદ્દગતશિષ્ય શ્રી દોલતવિજયજીના શિષ્ય શ્રી ધર્મવિજયજીના શિષ્ય તરીકે બરોબર ઓળખી શકીશું.

મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીએ લઘુવયમાં દીક્ષા અંગીકાર કરી રીતસર અભ્યાસ કરવા માંડયો હતો. તેમનામાં સ્વાભાવિક સેવાવૃત્તિનો ભાવ વિશેષ હતો. તેમણે પરમ પુણ્યશાળી દાદાગુરૂ શ્રી હંસવિજયજી મહારાજ પાસે જીવવિચાર, નવતત્ત્વ, દંડક, સંગ્રહણી અને કર્મગ્રંથ તથા દશવૈકાલિક, ઉત્તરાધ્યયન અને કલ્પસૂત્રટીકાદિનો અભ્યાસ અને વાંચન કર્યું હતું તથા અપૂર્વ ગુરૂભક્તિથી ઘણા ભવ્યોને આદર્શભૂત પંન્યાસજી શ્રી સંપતવિજયજી મહારાજ પાસે મહાનિશીથ પર્યંત યોગોદ્વહન કર્યાં હતા. તેઓ દેવગુરૂની ભક્તિમાં સદા તત્પર રહેતા હતા અને એજ હૃદયના રસથી તેમણે આ પુસ્તકમાંની કવિતાઓ પોતાના સ્વાભાવિક સરલ રીતે ગાઇ છે. જો તેમણે કાવ્યરચનામાં લાંબો સમય વીતાવ્યો હોત તો જરૂર તેઓ એક સારા પ્રૌઢ કવિ નીવડત, પણ તેમના અલ્પ આયુષ્યે તેમને કવિતાના પ્રારંભકાલમાંજ વિદાયગીરી આપી દીધી તેથી ગહુંલીસંગ્રહ અને સજ્જનસદુપદેશ એ કવિતાનાં આ ગીતસંગ્રહથી કાંઇક સારાં કાવ્ય પુસ્તક સિવાય વધારે સુરસ કવિતાઓનો સમૂહ આપણને મળી શકયો નથી. આમ છતાં તેમની તરફથી જે કાંઇ મળ્યું છે, તે તેમની વય અને અભ્યાસનો વિચાર

કરતાં આપણું ઓછું ધ્યાન ખેંચે તેમ નથી શ્રી જિનેશ્વ-
રોનાં, ગણધરોનાં, પૂર્વધરોનાં અને અનેક મહામુનિવરોનાં
ગીતો તથા નીતિમય ઉપદેશગીતો આ પુસ્તકમાં રહેલાં છે,
તે વિશિષ્ટ શક્તિમાનોને કદાચ ઓછું આકર્ષણ કરે, પણ
ઘણા જીવોને તે ભક્તિમાં લઇ જઇ ધાર્મિક રસ ઉપજાવશે
એમાં કાંઈ શંકા નથી. આજ હેતુથી આ પુસ્તકને બહાર
મુકવામાં રહેલી ઉપકારકતા અને સફળતા વાંચકો અવશ્ય
મેવ જોઇ શકશે અને તેઓ તેમાંથી જોઇતો લાભ ઉઠાવશે
એવી અમે આશા રાખીએ છીએ.

પ્રભુભક્તિમાં જેમને અપૂર્વ આનન્દ અને હૃદયનો
રસ છે એવા સુપ્રસિદ્ધ ગુરૂ વડીલ શ્રીમાન્ શ્રી હંસવિ-
જયજી મહારાજના ચરણસેવક આ શ્રી કુર્પૂરવિજયજી
મહારાજનાં ગીતોનો ખરડો પૂજ્ય શ્રી હંસવિજયજી
મહારાજના હાથમાં આવતાં તેઓશ્રીએ તેને કાંઈક સુધારી
પ્રેસકોપી કરી આપી અમને સોંપ્યો તે બદલ અમે તેમના
ઘણા ઘણાજ આભારી હોઇ તથા મુનિરાજ શ્રી સિદ્ધિમુ-
નિજીએ પ્રુફો તપાસી આપવાનું કાર્ય કર્યું તે માટે તે
મુનિશ્રીનો તથા આર્થિક સહાય આપનાર શાહ ચુનીલાલ
દલસુખરામ (લુણસાવાડા અમદાવાદવાળા)નો આ-
ભાર માનીએ છીએ.

શાહ લાલચંદ મોતીલાલ.
સેક્રેટરી શ્રી હંસવિજયજી,
જૈન ફ્રી લાયબ્રેરી-વડોદરા.

શ્રીમદ્ હંસવિજયજી જૈન ફ્રીલાયબ્રેરી પુષ્પ નં. ૧૨

શ્રીમન્મુનિમહારાજ શ્રીહંસવિજયજીના
પ્રશિષ્ય મર્હુમ મુનિશ્રી કર્પૂરવિજયજી
વિરચિત.

# શ્રી ગીતસંગ્રહ.

શ્રી અમદાવાદનિવાસી શા. ચુનીલાલ દલસુખરામ
લુણસાવાડાવાળાની દ્રવ્યસહાયથી
છપાવનાર.
શ્રીહંસવિજયજી જૈન ફ્રી લાયબ્રેરીના સેક્રેટરી,
**શા લાલચંદ મોતિલાલ.**
લહેરીપુરારોડ-વડોદરા.

વીર સં. ૨૪૫૧ વિક્રમ સં. ૧૯૮૧.
આત્મ સં. ૨૮ પ્રત ૧૦૦૦.

આવૃતી પહેલી.

અમદાવાદ.
ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પુષ્પાંજલી.

જગવંદ્ય વિજયાનંદસૂરીશ્વર સ્વર્ગે પંથે સંચર્યા;
જસ કીર્તિકમળા સુરભી વિમળા દશેદિશમાં વિસ્તર્યા;
શ્રી હંસવિજય પ્રશિષ્યસૂરિના હંસસમ નિર્મળ થયા,
આ ગીતસંગ્રહ ગ્રન્થ રૂડો કપુરવિજય રચિ ગયા. ૧

પ્રશિષ્ય હંસવિજય તણા તે ચરણ કરણે તત્પરા,
લઘુવય વિષે સ્વર્ગે ગયા સંસાર જ્વાળાથી ડર્યા;
[1]સવિતા સમાન પ્રકાશ કવિતા વિશ્વમાં મૂકી વળ્યા.
આ ગીત. ૨

શ્રી દેવગુરૂને ધર્મનાં ગીત, ને સ્તુતિ કરી નવ નવી,
તે ગીત ટોડરમાળ શ્રી જિનરાજના કંઠે ઠવી;
ગીત અનાગત ને અતિત ચોવીશીતણાં જેમાં રચ્યાં.
આ ગીત. ૩

શ્રી ઋષભ શાન્તિનેમિ પાર્શ્વજિણંદને મહા વીરનાં;
શુભ સ્તવન ગીતો રચ્યાં ગણધર પૂર્વસૂરિવરધીરનાં;
દાદા ગુરૂને નિજગુરૂ ઉપગારીનાં ગીતો કર્યાં.
આ ગીત. ૪

શ્રી સિદ્ધસેન સૂરીશ હેમસૂરીશની સ્તવના કરી,
બીજાં ઘણાં ઉપિયોગિ ગીતો ગાઇ આ ગીતા ભરી;
ગીતવૃંદ શાંકળચંદ ન શકે કહી ગુણ ઉરમાં અણ્યા.
આ ગીત. ૫

---

૧ સૂર્ય.

ૐ.

શ્રી હંસવિજય ગુરૂભ્યો નમઃ

# શ્રી ગીતસંગ્રહ.

કર્તા સ્વર્ગસ્થ મુનિ શ્રી કર્પૂરવિજયજી.



## શ્રી મહાવીરસ્વામીના પાલણાનુ ગીત.

( દેશી પૂનમચાંદણીની. )

ચાલો ચાલો સખીયો, સાથે જઇયે આપણેરે,
ગાવા મહાવીર કુંવરનાં, સુંદર ગીત;
આજે આનંદનો દિવસ, માનીયેરે,
શાસન નાયકનો જન્મ, પ્રમાણીયેરે;
ગાઇયે હાલરીયાં હૈડે ધરી હોંશ આજે૦

આંકણી.

સાખી.

પુર્વદેશ ક્ષત્રિય કુંડમાં, રાજા છે પ્રખ્યાત,
જ્ઞાત કુલ કાશ્યપ ગોત્રથી, પૃથ્વીપર વિખ્યાત;
તારાગણની માંહે શોભે જેમ ચંદલોરે,
તેમ શોભે શ્રી સિધારથ રાય ।।આજે આનંદનો૦૧

સાખી.

રાણી ત્રિશલા જાણીયે, વિદેહદિન્ના નામ,
કામ ઊત્તમ તેહનાં અતિ, નામ છે મંગલધામ;

પ્રાણુત દેવલોકમાંથી, ચવી કરીરે,
આવ્યા ત્રિશલા કુખે જગદિશ. આજે આ૦ ૨

સાખી.

ચોદ સુપન સૂચિત પ્રભુ, ત્રણ જ્ઞાન ધરનાર;
જન્મ સમય ત્રિભુવન વિષે, ઊદ્યોતના કરનાર.
ચૈતર સુદિ ૧૩ કેરી મધ્યરાત્રીયેરે, ચંદ્રયોગે,
શુભ નક્ષત્ર સુહાય. આજે આ૦ ૩

સાખી.

ત્રિશલા કુખથી સ્વામીયે, સુખે લીધો અવતાર,
આવે છપ્પન કુમરી, સૂતિ કર્મ કરનાર;
હર્ખે દિશાકુમરી મહોચ્છવ કરી, જાય છે રે,
વંદી ત્રિશલાને પ્રભુજીના પાય. આજે આ૦ ૪

સાખી.

ચોસઠ સુરપતિ આવતા, પ્રભુ જન્મોત્સવ કાજ,
ઈંદ્ર પાંચ રૂપેકરી, મેરૂશિખર જીનરાજ;
લેઈ જાઇ કરે અભિશેક ભાવથીરે,
અઠ્ઠાઇ મહોચ્છવ નંદીશ્વરે થાય. આજે આ૦ ૫

સાખી.

પ્રાતઃકાલે સિદ્ધારથ, પામે વધાઇ સાર,
બંધાવે હર્ષે કરી, તોરણ ઘરઘર દ્વાર;
રૂડા મોતીડાના ચોક પૂરાવતારે,
પ્રભુ ચૈત્યે પૂજા આંગીયો રચાય. આજે આ૦ ૬

સાખી.

બારમે દિન પ્રભુજીતણું, વર્ધમાન સુખદાય,
નામ પાડે ધનવૃદ્ધિથી, કંચનવર્ણી કાય;
સિંહ લંછન પ્રભુચરણમાં શોભતુંરે,
નમતાં ભવોભવનાં, પાપ પલાય. આજે આ૦ ૭

સાખી.

મણિ માણેક ને હિરલા, રત્નસું ઝાકઝમાલ,
જડિત સોનાનુ પાલણું, ઝરીની દોરી વિશાલ;
ઝુમખાં શોભે મોતીતણાં, મનોહરરે,
વલી ઝાલરકેરો ઝલકાર. આજે આ૦ ૮

સાખી.

મેના પોપટ મોર ને, કોયલ છે મનોહાર,
હંસ સારસ ને મરગડાં, શોભે અપરંપાર;
એવી રચનાથી અનુપમ, વીરનુ પાલણુરે,
છનનન છનનન થાય, ઘુઘરીનો ઘમકાર. આ૦ ૯

સાખી.

એવા સુંદર પાલણે, પોઢે મહાવીર દેવ,
ઇંદ્ર સુરાસુર આવીને, કરજોડી કરે સેવ;
દેવદેવી-કુંમર કુંમ થઇ, ઝુલરાવતીરે,
હર્ષે ઇંદ્રાણી પાલણે પ્રભુને ઝુલાય. આજે૦ ૧૦

સાખી.

ત્રિભુવનપતિના જન્મથી, સિદ્ધારથને ઘેર,
વાજાં વિવિધ વાગે ઘણાં, ઘેરઘેર લિલાલહેર;
કોયલ કરે ટૌકા, મધુરે કંઠથીરે,
બોલે બપૈયા રૂડા, મનોહાર, આજે૦ ૧૧

સાખી.

જનમનરંજન પાલણું, પ્રભુ મુખ પુનમચંદ,
દેખી હોવે ત્રિશલા, માતાને આનંદ;
હાલો હાલો કહેતી હાલરીયાંને ગાવતીરે,
માતા ત્રિશલાદેવી મનમાં મકલાય. આજે૦ ૧૨

સાખી.

આતમલક્ષ્મી સંપદા, અખુટ દોલત દાતાર,
ધર્મધારી ચોવીશમા, તીર્થંકર સુખકાર;
ગુરૂ હંસવિજય મહારાજ તણા પસાયથીરે,
કહે કર્પૂર પ્રભુ પાલણીયું સુખદાય. આજે૦ ૧૩



## ભદ્રાવતી મંડન શ્રી કેશરીયા પાર્શ્વનાથજીનુ ગીત.

આવો આવો, અલબેલડાજીરે, દેશી.

પૂજો પૂજો પ્રભુ પાસનેજીરે, પૂજાથી પાપ પલાય.
સુણો સજ્જનો.

આંકણી.

કેશર ચંદનથી પૂજીયેજીરે, નવઅંગે જીનરાય.
સુણો સજ્જનો.
પાંચ વરણનાં ફુલડાંજીરે, ચઢાવીયે સુખદાય.
સુણો સજ્જનો. ॥૧॥
પ્રભુમૂરતિ પ્રભુસમ ગણીજીરે, પૂજા સતર પ્રકાર.
સુણો સજ્જનો.
કરીયે કરાવીયે પ્રીતથી જીરે, થઇયે ભવજલ પાર,
સુણો સજ્જનો. ॥૨॥
પ્રાણુત દેવલોકથી ચવીજીરે, નગરી કાશીમઝાર.
સુણો સજ્જનો.
પોષ દશમી દિન જનમીયાજીરે, પાર્શ્વપ્રભુ
જયકાર. સુણો સજ્જનો. ॥૩॥
માતા વામાનો નંદલોજીરે, અશ્વસેન કુલચંદ.
સુણો સજ્જનો.
મેરૂશિખરે મહોચ્છવ કરેજીરે, ચોસઠ મલી
સુરઇંદ. સુણો સજ્જનો. ॥૪॥

ઇંદ્રાણી પ્રભુ મુખનેજીરે, દેખી હરખે અપાર.
સુણો સજ્જનો.
લુંછણાં લેઇ પ્રભુ આગલેજીરે, નાચે વિવિધ પ્રકાર.
સુણો સજ્જનો. ॥૫॥
માથે મુગટ કાને કુંડલોજીરે, ગલે છે નવસરો હાર.
સુણો સજ્જનો.
બાંહે બાજુબંધ બેરખાંજીરે, શોભે છે અપરંપાર.
સુણો સજ્જનો. ॥૬॥
પદમણી મન પીયુ વસેજીરે, સીતા મન જેમ રામ.
સુણો સજ્જનો.
ગજવર મન રેવા નદીજીરે, કોયલને આંબાસું કામ.
સુણો સજ્જનો. ॥૭॥
મધુકર ચાહે મકરંદનેજીરે, મોરને મન ઘનવૃંદ.
સુણો સજ્જનો.
તેમ હું ચાહુ પ્રભુ પાસનેજીરે, કેસરીયા જીનચંદ.
સુણો સજ્જનો. ॥૮॥
વરાડ પ્રાંતે ભદ્રાવતીજીરે, મંડન કેસરીયા નાથ.
સુણો સજ્જનો.
સાત ફણા શીર ઉપરેજીરે, વંદન કરો જોડી હાથ.
સુણો સજ્જનો. ॥૯॥
અમરાવતીથી રાજીબાઇજીરે, તસ નંદન ફતેચંદ.
સુણો સજ્જનો.

દોલતવિજયગુરૂ સાથ સંઘજીરે, લાવે ધરી
આનંદ.. સુણો સજ્જનો. ॥૧૦॥
ઓગણીસેં ઇકોતરેજીરે, પોસ વદિ સોમવાર.
સુણો સજ્જનો.
એકાદશી દિન ભેટીયાજીરે, પાર્શ્વપ્રભુ સુખકાર.
સુણો સજ્જનો. ॥૧૧॥
આતમ લક્ષ્મી સંપદાજીરે, ધર્મ દોલત દાતાર.
સુણો સજ્જનો.
હંસવિજય કવિરાયનોજીરે, કપૂર વંદે વારંવાર.
સુણો સજ્જનો. ॥૧૨॥

---

## શ્રી મહાવીરસ્વામીનાં પાંચ કલ્યાણકનુ ગીત.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને
( એ દેશી. )

સદ્ગુરૂ સંભલાવે મહાવીર જીણંદનાં,
પાંચકલ્યાણુક સાંભલીયે સખી આજજો ॥
શાસન નાયક શિવ સુખદાયક સુરતરૂ
ત્રણભુવનના પ્રભુજી છે શિરતાજજો, સદ્ગુરૂ૦ ॥૧॥
પ્રાણુત દેવલોકથી અષાડ સુદિની,
છઠ્ઠે ચવીયા ચવન કલ્યાણુક ધારજો ॥
અવધિ જ્ઞાને ચવીયા દેખી સુરપતિ
વંદે પ્રભુને ભાવ ધરી તે વારજો. સદ્ગુરૂ૦ ॥૨॥

જીનવર જન્મનાં સૂચક ચઉદે સુપનાં,
સિંહ[૧] હાથી[૨] વૃષભ[૩] ને શ્રી[૪] ફૂલ[૫] માલજો ॥
ચન્દ્ર[૬] સૂરજ[૭] ધ્વજ[૮] કલશ[૯] ને, પદ્મસરોવર[૧૦],
ક્ષીરસમુદ્ર[૧૧] ને, દેવવિમાન[૧૨] વિશાલજો. સદ્ગુરુ૦ ॥૩॥

રત્નનો[૧૩] ઢગલો નિર્ધુમ[૧૪] અગ્નિ દીપતો,
દેખી ત્રિશલા હરખે અપરંપારજો ॥
સિદ્ધારથ રાય પાસે આવીને કહે,
કોમલ વચને સુપનાનો અધિકારજો. સદ્ગુરુ૦ ॥૪॥

રાજા પોતે સુપન પાઠક બોલાવીને,
પૂછે સુંદર સ્વપ્નાનુ ફલ સારજો ॥
સુપનપાઠક કહે ત્રણ ભુવન તિલકસમો,
પુત્ર થશે તુમ દેવીને મનોહારજો. સદ્ગુરુ૦ ॥૫॥

જન્મ્યા ચૈતર સુદિ તેરસ દિવસે પ્રભુ,
સુરપતિ આવે ક્ષત્રીય કુંડ મઝારજો ॥
ઈંદ્ર પાંચ રૂપ ધારી સુરગિરિ ઊપરે,
લાવે પ્રભુને કરવા અભિષેક ઉદારજો. સદ્ગુરુ૦ ॥૬॥

એક કોડને સાઠ લાખ કલશાતણી,
કેમ સહશે બાલુડા પ્રભુ નીરધારજો ॥
અવધિ જ્ઞાનથી ઈંદ્ર વિચાર જાણી કરી,
અંગુઠે પ્રભુ ફરસે મેરૂ તે વારજો. સદ્ગુરુ૦ ॥૭॥

થરથર મેરૂ ધ્રૂજે તે દેખી વદે,
ઇંદ્ર આવેલાએ થયો શો ઉત્પાતજો,
અવધિ જ્ઞાને જાણી વાત એ વીરની;
નિજ અપરાધ ખમાવી લહે સુખશાતજો. સદ્‌૦ ॥૮॥
જન્મજયંતી ઉજવીને સર્વે ગયા,
ચોસઠ ઇંદ્રા પોતપોતાને ધામજો ॥
ત્રીશ વર્ષ પ્રભુ ગૃહસ્થાવાસમાંહે વસ્યા,
કહે લોકાંતિક તીર્થ વર્તાવો તામજો. સદ્‌ગુરૂ૦॥૯॥
વૈભવ છોડી માગસર વદિ દશમી દિને,
સંયમ લઇને સહે ઉપસર્ગ અપારજો ॥
છદ્મસ્થ પણામાં સાધિક બાર વરસ રહી,
ઘાતી કર્મ ખપાવ્યાં પ્રભુએ ચારજો. સદ્‌ગુરૂ૦॥૧૦॥
વૈશાખ સુદિ દશમીને દિને કેવલ લહ્યું,
સમવસરણ વિરચે દેવો તતકાલજો ॥
સંઘ ચતુર્વિધ સ્થાપે સ્વામી અનુક્રમે,
ત્રિપદી ગણધરને આપે ધરી વ્હાલજો.સદ્‌ગુરૂ૦॥૧૧॥
ત્રીશ વરસ પ્રભુ કેવલ જ્ઞાનપણા વિશે,
વિચરંતા અપાપાપુરીમાં આવ્યાજો ॥
મોક્ષ સમયે મહાવીરસ્વામી સોલ પહોરની,
દેશના આપી શિવપુરમાંહી સધાવ્યાજો સદ્‌૦ ॥૧૨॥
આસો વદિ અમાવાસ્યાની રાત્રિમાં,
જ્ઞાનભાનુ થયો અસ્ત મહા ગુણવાનજો ॥

દીવાલી પર્વ દુનીયામાં થયું ત્યારથી,
છઠ્ઠ કરીને ધરીયે વીરનુ ધ્યાનજો. સદ્ગુરૂ૦ ॥૧૩॥
એવી રીતે પંચકલ્યાણક વીરનાં,
ગાઇ પામો આતમલક્ષ્મી ઉદારજો ॥
પ્રૌઢપ્રતાપી હંસવિજય મહારાજનો,
કર્પૂર પ્રભુનું ધ્યાનધરે હિતકારજો. સદ્ગુરૂ૦॥૧૪॥

## શ્રી ગૌતમાદિ અગીયાર ગણધરનુ ગીત.

વિમલાચલ વિમલાપ્રાણી (એ દેશી.)

વસુભૂતિના પુત્ર સુજાણ, ઇંદ્રભૂતિ નામે ગુણખાણ
ગૌતમગોત્રથકી પીછાન, હાંરે જેને પંડિતાઇનું
અભિમાન ॥ ગણધર અગીયારને ભવિવંદો.
તુમે વંદિને પાપ નિકંદો. ગણધર. ॥૧॥

(એ આંકણી.)

જ્યારે વીરપ્રભુ કેવલપાયા, ઇંદ્રે સમવસરણ રચાયા,
ત્યારે ગર્વ ધરીને સવાયા, હાંરે આવ્યા વાદ કરવાને
ધાયા. ગણધર. ॥૨॥

દેખ્યા પ્રભુને પાસે આવી
હરિહરની શંકા ઉઠાવી
પ્રભુએ ગોત્રયુક્ત બોલાવી
હાંરે દિયા ગૌતમ ગર્વ ઉડાવી ॥ ગણધર. ॥૩॥

કરી શંકાઓનુ સમાધાન,
પાંચશેં શિષ્ય સાથે વિદ્વાન,
લિધું ચારિત્રરૂપ નિધાન,
હાંરે થયા પ્રથમ ગણધરસાવધાન. ગણધર૦ ॥૪॥
ત્રિપદી લઈ પ્રભુજી પાસે,
દ્વાદશાંગી રચીને પ્રકાશે ॥
જેથી અજ્ઞ તિમિરતા નાશે,
હાંરે તેથી ભવોદધિ તરીયે ઉલ્લાસે ॥ગણધર૦॥૫॥
બીજા અગ્નિભૂતિ થયા લ્હાર,
વાયુભૂતિ વ્યક્ત ઊદાર,
સુધર્મા મંડિત જયકાર,
હાંરે મૌર્યપુત્ર અકંપિત સાર. ગણધર૦ ॥૬॥
અચલ ભ્રાતા મેતારજ સ્વામી,
છેલ્લા પ્રભાસ નમો શિરનામી,
સર્વે ગણધર શિવગતિ ગામી,
હાંરે જેની કીર્તિ દશોદિશે જામી. ગણધર૦ ॥૭॥
અનુક્રમે થયા અગીયાર,
પોતપોતાનો લઇ પરીવાર,
થયા ઊત્તમ ચરણના ધાર,
હાંરે ગુરૂમહિમા તણો નહિ પાર. ગણધર૦ ॥૮॥
જે ગુણ ગણધરના ગાવે,
તેના ઘાતિકનો ક્ષયથાવે,

નિત્ય લિલાલહેર થઈ જાવે,
હાંરે તે અજરામર પદ પાવે. ગણધર૦ ॥૯॥
ગામ નગર વિચરીને કરતા,
ઉપકાર ભવિક દુઃખ હરતા ॥
આતમલક્ષ્મી સંપદા ધરતા,
હાંરે હંસસમ વિવેક અનુસરતા. ગણધર૦ ॥૧૦॥
લઇયે નિત્ય ગણધરનાં નામ,
ઇચ્છિત પુરણ થાય કામ,
મોક્ષરૂપ મોટું મલે ધામ,
હાંરે કહે કર્પૂર ઠરીયે તે ઠામ. ગણધર૦ ॥૧૧॥

---

## શ્રી પજૂષણ પર્વનુ ગીત.

---

રૂપૈયો આલુ રોકડો મારાવાલાજીરે—એ દેશી.

પર્વ પજુષણ આવીયાં મોરી સાહેલીરે,
કરવા આતમનો ઉદ્ધાર. પજુષણ૦
એ આંકણી.
ચોપગમાંહે કેસરી મોરી સાહેલીરે,
ભૂપમાં ભરત પંકાય. પજુસણ૦
ખગમાં ગરૂડને જાણીયે મોરી સાહેલીરે,
નદીમાંહે ગંગા કહેવાય. પજુષણ૦ ૧
પર્વતમાં મેરૂભલો મો૦ તારામાં જેમ ચંદ પ૦

શત્રુંજય છે તીર્થમાં મો૦ દેવોમાંહે મોટો ઈંદ્ર ॥
પજુષણ ॥૨॥
સૂત્રમાંહે કલ્પસત્ર છે મો૦ મંત્રમાંહે નવકાર, પ૦
તેમ પર્વોમાં જાણીયે મો૦ પજુષણ પર્વ ઉદાર.
પજુષણ૦ ॥૩॥
નંદીશ્વર દ્વીપેજઈ મો૦ દેવદેવી ધરી પ્યાર. પ૦
અઠ્ઠાઈ મહોચ્છવ ત્યાં કરે મો૦ હર્ષ દિલમાં અપ ર.
પજુષણ૦ ॥૪॥
આઠદિન અમર પલાવીયે, મો૦
ત્યાગીયે પાપતણા આરંભ, પ૦
પ્રભુની આંગી રચાવીયે, મો૦ અઠાઈ મહોચ્છ-
વનો પ્રારંભ. પજુષણ૦ ॥૫॥
દેવગુરૂને વંદિયે, મો૦ માતપિતાને પરણામ, પ૦
બ્રહ્મચર્ય હોંશે ધરી, મો૦ કરીયે ધર્મતણા કામ
પજુષણ૦ ॥૬॥
નહાવણ ધોવણ લીંપણ, મો૦
ખાંડણ પીષણને નિવાર, પ૦
છકાયની વિરાધના, મો૦ ત્યાગી ઉતરીયે ભવપાર.
પજુષણ૦ ॥૭॥
છઠ અઠમ તપ કીજીયે, મો૦
અઠ્ઠાઇ પંદરનાં પચ્ચખાણ ॥ પ૦
માસખમણ તપકીજીએ, મો૦
નહી કોઇ તપસ્યા સમાન. પજુષણ૦ ॥૮॥

કલ્પસૂત્ર પધરાવીયે, મો૦
નિજ ઘરમાંહે મંગલકાર, ૫૦
રાત્રિ જાગરણ કીજીયે, મો૦ પ્રભાવના કરીયે
ઉદાર. પજુષણ૦ ॥૯॥

તે કલ્પસૂત્રને લાવીયે, મો૦
આડંબરથી ગુરૂજી પાસ, ૫૦
વાસક્ષેપથી કીજીયે, મો૦ સોનૈયે રૂપૈયે ખાસ.
પજુષણ૦ ॥૧૦॥

કરીયે ગહુંલી ગુરૂકને, મો૦
બેસીયે વંદીને કરજોડ, ૫૦
સુણીયે નવ વ્યાખ્યાનને, મો૦
પુરીયે મનકેરા કોડ. પજુષણ૦ ॥૧૧॥

ચૈત્ય પરિપાટી કીજીયે, મો૦
કાઢી વરઘોડો ઉદાર, ૫૦
ખમીયે અને ખમાવીયે, મો૦
વૈર વિરોધને ટાર ॥ પજુષણ૦ ॥
કરી પડિક્કમણું સંવચ્છરી, મો૦
કરીયે સફલ અવતાર, ૫૦
પારણે સાધર્મીતણી, મો૦
કરીયે ભકિત ધરી પ્યાર ॥ પજુષણ૦ ॥૧૩॥
એ રીતે આરાધતાં, મો૦
આતમલક્ષ્મી પામીયે સાર, ૫૦

હંસવિજય કવિરાયનો, મો૦
કર્પૂર કહે જીનવાણી સાર. પજુષણ૦ ॥૧૪॥

## ગુરૂમહારાજને ચોમાસાની વિનતિ.

વાડીના ભમરા દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની—(દેશી.)
ગુણવંતા ગુરૂજી વિનતિ સ્વીકારોને અમતણી
કરો ચોમાસું અમ શહેર માંહ્યરે, ગુણ૦ ગુરૂજી૦
આંકણી.
જીનશાસન નંદનવનમાંહે, તુમે છો મૃગપતિના
સમાનરે;. ગુણવંતા૦ ॥૧॥
પંચમહાવ્રતધર ઉગ્રવિહારી છો,
જ્ઞાન ક્રિયાથી ભર્યા કુલવાનરે. ગુણવંતા૦ ॥૨॥
પૂરવભવનાં પુણ્ય પ્રગટ થયાં,
મલીયા ભવસાગરમાં ગુરૂ ઝાજરે. ગુણ૦ ॥૩॥
વાદિ ધૂક દિવાકરૂ થઇ તુમે,
વર્યા જયકમલા મહારાજરે. ગુણવંતા૦ ॥૪॥
પૂરવ ગુજરાત મારવાડ માલવા,
વિચર્યા પંજાબ સુધારણ સમાજરે. ગુણ૦ ॥૫॥
આપે પરીસહ વેઠી આકરા,
કર્યો ભવિજનનો ઉદ્ધારરે. ગુણવંતા૦ ॥૬॥
અનેક જીવોને પ્રતિબોધતા તુમે,
આવ્યા દક્ષિણ દેશની માંયરે. ગુણવંતા૦ ॥૭॥

પુણ્યસંયોગે મલ્યો જોગ આપનો,
તે કેમ તજ્યો હવે તજાયરે. ગુણવંતા૦ ॥૮॥
દક્ષિણદેશમાં અજ્ઞાનીજન બહુ,
પાખંડીયોનું છે અતિ જોર્રે. ગુણવંતા૦ ॥૯॥
શુદ્ધ દેવગુરૂ ધર્મથી છીયે,
અમે અજાણ બહુ મુનિરાજરે. ગુણવંતા૦ ॥૧૦॥
સાધુ કહાવે પણ સાધુ નહી,
એવા ફરે છે કુગુરૂવો આંયરે. ગુણવંતા૦. ॥૧૧॥
દેવગુરૂની આણા લોપી કરી,
રેલવિહારી એકલ વિહારીરે. ગુણવંતા૦ ॥૧૨॥
નિગ્રંથ નામ ધરી મમતા ધરે,
રાખે પૈસાને કરે અહંકારરે. ગુણવંતા૦ ॥૧૩॥
સજ્જન ઉપર દ્વેષબુદ્ધિ ધરી,
કરે નહી કરવાનાં કામરે. ગુણવંતા૦ ॥૧૪॥
એવા ધૂર્તલોકોનુ જોર તુટશે,
જો વિચરશો તુમે ગુરૂ આંહીરે. ગુણવંતા૦ ॥૧૫॥
ગુજરાત કાઠીયાવાડથી અધિક આંહી થશે,
લાભ કહુંછું વારંવારરે. ગુણવંતા૦ ॥૧૬॥
કુગુરૂ રૂપી ધૂવડો ઇહાંથી ભાગશે,
દેખી તમને સુરજની સમાનરે. ગુણવંતા૦ ॥૧૭॥
વરાડપ્રાંતમાં જો ચોમાસાં કરો,
થશે ઉપકાર અપરંપારરે. ગુણવંતા૦ ॥૧૮॥

કર્પૂરસમ ઉજવલ ગુણ જાણીને,
થયો અમને સદ્ગુરૂ ઉપર રાગરે. ગુણ૦ ॥૧૯॥

## ગુરૂપ્રવેશ ગીત.

વાજાંવાગીયાંરે લોલ ॥ એ દેશી. ॥

સહિયર સફલ દિવસ થયો આજકે,
ગુરૂનયણે દિઠારેલોલ ॥
ગુરૂજી તારણ તરણ ઝહાજકે ,
લાગ્યાં વચન મીઠાંરે લોલ. સહિયર૦ ॥૧॥
ઊગ્યો કંચનવરણો સૂર્યકે, ગુરૂજી પધારીયારે લોલ,
આનંદ આનંદ થયો છે આજકે;
દિલડાં ઠારીયાંરે લોલ. સહિયર૦ ॥૨॥
પંચમહાવ્રતધાર મુણીંદકે, ટાલે દુઃખનેરે લોલ,
નરનારી હરખાય અપારકે, દેખી મુખનેરે લોલ.
સહિયર૦ ॥૩॥
જંગમ તીરથ છે મુનિરાયકે, શાંતસુધા ભર્યાંરે લોલ,
મિતભાષિ ગુરૂ છે હિતકારકે;
દેશાંતર ફર્યાંરે લોલ. સહિયર૦ ॥૪॥
ધન્ય ધન્ય ભાગ્ય હમારાં આજકે
જ્ઞાનદીપક મલ્યારે લોલ ॥
રહેજો અવિચલ અમ શિરતાજકે,
એટલે બધુ રહ્યારે લોલ. સહિયર૦ ॥૫॥

આતમલક્ષ્મી સંપદાકાજકે,
હંસસમા ગુરૂરે લોલ ॥
કર્પૂર કહે સેવી સુખકારકે;
ભવસાગર તરૂરે લોલ. સહિયર૦ ॥૬।

---

## શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથજીનું ગીત,

---

આવો આવો અલબેલડાજીરે,
એ દેશી.

પૂજો પૂજો પ્રભુપાસનેજીરે, પૂજનથી પાપ પલાય
મોરી સહિયરો. પૂજો૦

એ આંકણી.

મનવચ કાયા શુદ્ધથી જીરે,
દ્રવ્ય ભાવે ઉજમાલ. મોરી સહિયરો૦
પૂજક પૂજ્યને પૂજતાંજીરે,
પૂજ્ય હોવે તત્કાલ. મોરી સહિયરો૦ ॥૧।
અષ્ટકર્મને હણવાજીરે, પૂજા છે અષ્ટપ્રકાર. મો૦
કરીયે કરાવીયે પ્રીતથીજીરે,
એ છે આપણો આચાર. મોરી સહિયરો૦ ॥૨
પ્રભુમૂર્ત્ત પ્રભુસારખીજીરે,
હિતસુખ મોક્ષ દાતાર. મોરી સહિયરો૦

શ્રી અંતરીક્ષ પ્રભુ પાસનીજીરે,
પૂજીયે ધરી બહુ પ્યાર. મોરી સહિયરો૦ ॥૩॥
વરાડદેશમાં શિરપુરેજીરે,
શ્રી અંતરીક્ષ મહારાજ. મોરી સહિયરો૦
તારણ તરણ જાણીયેજીરે;
જેમ સમુદ્રે ઝહાજ. મોરી સહિયરો૦ ॥૪॥
સફલ થયો દિન આજનોજીરે,
ભેટ્યા શ્રી અંતરીક્ષ પાસ. મોરી સહિયરો૦
ભાવના એવી ભાવીયેજીરે,
થઇયે પ્રભુના દાસ. મોરી સહિયરો૦ ॥૫॥
અનેક યાત્રાલુ આવતાજીરે,
દર્શન કરવા કાજ. મોરી સહિયરો૦
એમ અમે પણ આવીયાજીરે,
ભેટ્યા શ્રી જીનરાજ. મોરી સહિયરો૦ ॥૬॥
એવલેથી સંઘ આવીયોજીયે,
ધરી ઊમંગ અપાર. મોરી સહિયરો૦
શ્રી દોલતવિજય આદિ છે જીરે,
સાધુ સાધવીયો બાર. મોરી સહિયરો૦ ॥૭॥
ઓગણીસેં સીતેરમાંજીરે,
ફાગણ પૂર્ણીમા ધાર. મોરી સહિયરો૦
યાત્રા કરી પાવન થયાજીરે,
પાપપુંજ દિયા ટાર. મોરી સહિયરો૦ ॥૮॥

બાલાભાઇને રાધાબાઇજીરે,
સંઘ લાવે જયકાર. મોરી સહિયરો૦
પૂજા પ્રભાવના પ્રીતે કરેજીરે,
સ્વામી વાત્સલ ધરી પ્યાર. મોરી૦ ॥૯॥
આતમલક્ષ્મી સંપદાજીરે,
દાયક પ્રભુજી દયાલ. મોરી સહિયરો૦
કર્પૂર કહે મને તારજયોજીરે,
જાણી પોતાનો બાલ. મોરી સહિયરો૦ ॥૧૦॥

## માંડવગઢ મંડન શ્રી શાંતિનાથજીનુ ગીત.

માનમાયાના કરનારારે ॥એ દેશી.॥

સુખકારા જણુંદ સુખકારારે,
પ્રભુ શાંતિજીણુંદ સુખકારા ॥
દુખદોહગ દૂર કરનારારે. પ્રભુ શાંતિ૦
એ આંકણી.
વિશ્વસેન અચિરાજીકે નંદન, શાંતિજીણુંદ દાતારા.
કંચનવરણી કાયા પ્રભુની,
મૃગલંછન મનોહારારે. પ્રભુ૦ ॥૧॥
જગચિંતામણિ જગતગુરૂ તું,
જગજીવન આધારા ॥
દોષ નહીં લવલેશ પ્રભુમાં,
વારક મોહ વિકારારે. પ્રભુ૦ ॥૨॥

નિરવિકારી પ્રભુપ્રતિમા તુમારી,
શાંત છે તુમ દેદારા ॥
આધિ વ્યાધિ ટલે દેખતાં તુમને,
દિલમાં આનંદકારારે. પ્રભુ૦ ॥૩॥

દેવ અવર નિર્દોષ ન જગમાં,
જોયા સકલ સંસારા;
કોઇ રાગી કોઇ દ્વેષી છે કામી,
માને નહી મન મારારે. પ્રભુ૦ ॥૪॥

આપ ઉપર મને ભક્તિ જાગી છે,
પ્રાણથકી પણ પ્યારા;
તરણ તારણ તુમને જાણીને,
આવ્યો હું તુમ દરબારારે. પ્રભુ૦ ॥૫॥

શાંતિકારક પ્રભુ આપને સમજી,
આવાગમન નિવારા;
ચતુર્વિધ સંઘે સિરપુરમાંથી,
કર્યું પ્રયાણ હિતકારારે. પ્રભુ૦ ॥૬॥

વિક્રમ સંવત ઓગણીસેબોંતેર,
માસ વૈશાખ મઝારા;
શુક્લ સાતમ મંગલવારે,
યાત્રા કરી મનોહારારે. પ્રભુ૦ ॥૭॥

શાન્તિનાથને સુપાર્શ્વનાથ પ્રભુ,

માંડવગઢમાં સારા, તીર્થનો મહિમા મશહુર
જગમાં, કહેતાં ન આવે પારારે. પ્રભુ૦ ॥૮॥
આતમલક્ષ્મી સંપદા સ્વામી,
ધર્મ દોલત દાતારા;
હંસવિજય કવિરાયનો કર્પૂર,
વંદન કરે વારંવારારે. પ્રભુ૦ ॥૯॥

---

શ્રી માંડવગઢ મંડન શ્રી શાંતિનાથનુ ગીત બીજુ.

---

આવો આવો અલબેલડાજીરે ॥ એ દેશી. ॥

ગાવો ગાવો શાંતિનાથનેજીરે,
શાંતિ તણા કરનાર, મોરી સહિયરો;
એ આંકણી.
ગજવર મન રેવાનદીજીરે,
સીતા મન શ્રી રામ. મોરી સહિયરો૦
પદમણી મન પિયુ વસેજીરે,
નિરધનને ધનકામ. મોરી સહીયરો ગાવો૦ ॥૧॥
માનસરોવર હંસલોજીરે
કમલાકર દિનકર. મોરી સહિયરો૦
કોયલ ચાહે આંબમ્હોરનેજીરે,
મોર શ્યામ ઘનવૃંદ. મો૦ ગાવો૦ ॥૨॥
શાંતિજીણંદ તેમ માહારાજીરે,
વસીયા દિલમઝાર; મોરી સહિયરો૦

વિશ્વસેન કુલ દિનમણિજીરે,
અજ્ઞ તિમિર હરનાર. મોરી૦ ગાવો૦ ॥૩॥
ગર્ભથી રોગ નિવારીનેજીરે,
લિધુ શાંતિ નામ ધાર; મો૦
પાંચમા ચક્રી જાણીયેજીરે,
સોલમા જીન સુખકાર. મોરી૦ ગાવો૦ ॥૪॥
દર્શનથી દુરિત ટલેજી,
વંદતાં વંછિત થાય. મો૦
પૂજાથી પરમા રમાજીરે,
ભવોભવ પાપ પલાય. મોરી૦ ગાવો૦ ॥૫॥
માંડવગઢ મનોહરૂજીરે,
તીર્થ છે જગમશહર. મો૦
અનેક યાત્રાલુ આવતાજીરે,
કર્મ કરવા ચકચૂર. મોરી૦ ગાવો૦ ॥૬॥
સંવત ઓગણીસેં બોંતરેજીરે,
માસ વૈશાખ મઝાર. મો૦
સુદિ સાતમ દિવસે કરીજીરે,
યાત્રા અતિ સુખકાર. મોરી૦ ગાવો૦ ॥૭॥
આતમલક્ષ્મી સંપદાજીરે,
ધર્મ દોલત દાતાર. મો૦
હંસવિજય કવિરાયનોજીરે,
કર્પૂર નમે વારંવાર. મોરી૦ ગાવો૦ ॥૮॥

## શ્રી નેમિનાથજીનું ગીત.

---

આવો આવો જસોદાના કંત અમ ઘેર આવોરે એ દેશી.

આવો આવો સખીયો મમ સાથ જીનગુણ ગાવારે,
મન વચન કાયથી આજ પાવન થાવારે. આ૦ ૧
માતા શિવાદેવીના નંદ જગ જયકારીરે,
હરિવંશે સમુદ્રવિજય કુલે અવતારીરે. આ૦ ૨
દશ ધનુષ્ય દેહ લંછન શંખનું સોહેરે,
એકલાખ પુરવનું આયુ ભવિ મન મોહેરે. આ૦ ૩
મેરૂ શિખરે પ્રભુને ઇંદ્ર જઇને વરાવેરે,
ઇંદ્રાણી ઉમંગે અંગલુહણાં કરાવેરે. આ૦ ૪
કહે રાજુલ નેમિનાથને પાયે લાગીરે,
તમે થયા ત્યાગી પણ નાથ હું તો છું રાગીરે.
આ૦ ૫
દીક્ષા અવસરે તુમ હાથ મુકાવીશ માથેરે,
નહિ છોડું તમારો કેડલો રહિશ હું સાથેરે. આ૦ ૬
સુણી પશુ તણો પોકાર રથને ફેરાવીરે,
તોરણે આવીને નાથ મને રોવરાવીરે. આ૦ ૭
આઠભવની તોડી પ્રીત નવમે નેહરે,
કર્યાં નહી તુમે દિનાનાથ દિધો છે છેહરે. આ૦ ૮
ખટ જીવતણા રખવાલ તમે કહાવોરે,
રોતી મુકી મને કેમ એકલા જાવોરે. આ૦ ૯

મુક્તિવધુના થયા કંથ પણ તે નિરાગીરે,
હુંતો રાગી તુમારી ખાસ છોડો ન ત્યાગીરે.
આ૦ ૧૦

સહસાવનમાં જઇ નાથ સંયમ વરીયારે,
કેવલ પામી પ્રભુ આપ ભવજલ તરીયારે.
આ૦ ૧૧

રાજુલે પ્રતિજ્ઞાનુસાર પ્રભુએ જે કીધુંરે,
તેવું કરવા પ્રભુ પાસ સંયમ લિધુંરે. આ૦ ૧૨
ધ્યાન ધરીને કર્મનો નાશ સંપૂર્ણ કીધોરે,
મોક્ષમાંહે સાદિ અનંત સંબંધ જોડી દિધોરે.
આ૦ ૧૩

હંસજેવા ઉજ્વલ મોતિડે પ્રભુને વધાવોરે,
કહે કર્પૂર નરભવ એમ સફલ બનાવોરે. આ૦ ૧૪

---

## શ્રી પાર્શ્વનાથજીનું ગીત.

વાહવાહરે આંગી છે કેવી રૂપાલી એ દેશી.

આજ આજરે પાર્શ્વપ્રભુના ગુણ ગાઇયે,
ગુણ ગાઇને પાવન થાઇયેરે. આ૦ પાર્શ્વ૦
એ આંકણી.

પ્રભુ અશ્વસેન કુલચંદા,
માતા વામાદેવીના નંદા,
દેખી હોય અતિ આનંદારે. આ૦ પાર્શ્વ૦ ॥૧॥

દશમા સ્વર્ગથી ચવિ આયા,
કાશી બનારસીમાં જાયા;
દેવદેવીયે મંગલ ગાયારે. આ૦ પાર્શ્વ૦ ॥૨॥
બાલપણાથી પ્રભુ ત્રણ જ્ઞાની,
તેથી દીક્ષા અવસરને પીછાની;
વરસીદાન દીયે દયા આણીરે. આ૦ પાર્શ્વ૦ ॥૩॥
કુટુંબ પરીવાર સંસારને છોડી,
લિયે સંયમ ત્રણસેં જોડી;
ચાર ઘાતિકર્મ દિયે તોડીરે. આ૦ પાર્શ્વ૦ ॥૪॥
પામે કેવલજ્ઞાન જિનરાયા,
ઈંદ્રે સમવસરણ રચાયા;
બેસી પ્રભુએ ધર્મ સુણાયારે. આ૦ પાર્શ્વ ॥૫॥
પ્રભુ અષ્ટકર્મને બાલી,
સિદ્ધ થયા ઉપાધી ટાલી;
તીહાં વર્તેછે નિત્ય દીવાલીરે. આ૦ પાર્શ્વ૦॥૬॥
પ્રભુમૂર્ત્તિ છે મોહનગારી,
ભવિજીવને આનંદકારી;
આતમલક્ષ્મી તણી દેનારીરે. આ૦ પાર્શ્વ૦ ॥૭॥
જે પાર્શ્વપ્રભુના ગુણગાવે,
તેના રોગ શોક દુર થાવે;
હંસપરે ઉત્તમગતિ પાવેરે. આ૦ પાર્શ્વ૦ ॥૮॥
પ્રભુનામથી થાય સુખશાતા,

દુઃખદોહગ દુર પલાતા;
કહે કર્પૂર પ્રભુ ગુણ ગાતારે. આ૦ પાર્શ્વ૦ ॥૭॥

## આકોલામંડન શ્રી આદિનાથજીનું ગીત.

ઓછવરંગ વધામણાં એ દેશી.

ચાલો ચાલો જૈન મંદિરે, સખીયો મમ સાથ;
તરણ તારણ મૂરતી રૂપે, બીરાજે આદિનાથ.
એ આંકણી.

જનમ સમયે સુરનાયકો, મેરૂપર લેઇ જાવે;
ક્ષીરોદક જલ લાવીને, પ્રભુને નવરાવે. ચાલો૦ ૧
અષ્ટપ્રકારી પૂજા કરે, આરતી મંગલદીવો;
બોલે દેવદેવી મલી, પ્રભુજી ચિરંજીવો. ચાલો૦ ૨
બત્રીસબધ નાટક કરે, ઇંદ્રો પ્રભુ પાસે;
ઇંદ્રાણી હરખે લિયે, લુંછણાં ઉલ્લાસે. ચાલો૦ ૩
માતા મરૂદેવી નંદલો, નાભિરાય કુલચંદ;
રાજ તજી સંયમ લઇ, પામ્યા પરમાનંદ. ચાલો૦ ૪
પ્રભુમુખ શારદચંદલો, દેખી ભવિક ચકોર;
હર્ષિત થાય જેમ મોરલો, જોઇ ઘન ઘમઘોર.
ચાલો૦ ૫
માથે મુગટ કાને કુંડલો, ગલે નવસેરો હાર;
બાંહે બાજુબંધ બેરખાં, શોભા અપરંપાર.
ચાલો૦ ૬

થાલ ભરી ભરી મોતીએ, વધાવો ગુણખાણી;
આતમલક્ષ્મી પામશો, હંસપરે પીછાની.
ચાલો૦ ૭

દેશ વરાડમાં શોભતા, પ્રભુ આકોલામંડન;
ધર્મ દોલત દાતાર છે, પાપપુંજના ખંડન.
ચાલો૦ ૮

ઓગણીસેં સીતેરમાં, જેઠ સુદિ બીજે;
વરસગાંઠ દિન ભેટતાં, કપૂર મન રીજે. ચાલો૦ ૯

---

## શ્રી શાંતિનાથજીનું ગીત.

---

હું તો ભૂલી ગયેલું અરિહંતને જો એ દેશી.

સખી રસિક પ્રભુ ગીત ગાઇયે જો,
શાંતિનાથ પૂજી સુખ પાઇયે જો. એ આંકણી.
નિત્ય સમરીયે જિનરાજને જો,
છોડી સંસારી ઉપાધિના કાજને જો. સ૦ ॥૧॥
ત્રણલોકતણા પ્રભુ સ્વામી છે જો,
જગજીવતણા વિસરામી છે જો. સ૦ ॥૨॥
શ્રી અચિરા કુખે અવતારી છે જો,
વિશ્વસેન કુલે જયકારી છે જો. સ૦ ॥૩॥
રહિ ગર્ભમાં મારી નિવારી છે જો,
શાંતિનાથ નામની બલીહારી છે જો. સ૦ ॥૪॥

ત્રણજ્ઞાન સહિત અવતરીયા જો,
મહા ગંભીર ગુણના દરિયા જો. સ૦ ॥૫॥
ઇંદ્રે મેરૂશિખરે નવરાયા જો,
દેવ દેવીયે મલી હુલરાયા જો. સ૦ ॥૬॥
પ્રભુકાયા છે કંચનવરણી જો.
થાય હરખ દેખી પ્રભુકરણી જો. સ૦ ॥૭॥
મુનિ હજારની સાથ ગુણખાણી જો,
વર્યા સંયમ શુભ પટરાણી જો. સ૦ ॥૮॥
સમેતશિખરે કર્મ ખપાવી જો,
શુદ્ધ આતમરૂપ પ્રગટાવી જો. સ૦ ॥૯॥
મુક્તિસુંદરી વર્યા સોહામણી જો,
પામ્યા અવિનાશી ઋદ્ધિ ઘણી જો. સ૦ ॥૧૦॥
પ્રભુ મૂરતી છે મનોહારી જો,
તન મનને તે ઠારનારી જો. સ૦ ॥૧૧॥
મનવંછિત તણી પુરનારી જો,
આતમલક્ષ્મી સંપદ દાતારી જો. સ૦ ॥૧૨॥
ચક્રી પાંચમા સોલમા જાણીયે જો,
ધર્મનાયક પ્રભુને વખાણીયે જો. સ૦ ॥૧૩॥
હંસ જેવા પ્રભુ મન લાવીયે જો,
કહે કર્પૂર મોતીયે વધાવીયે જો. સ૦ ॥૧૪॥

## શ્રી ચોવીશ પ્રભુનું ગીત.

સોનારૂપાને સોગઠે સાંયાં ખેલત બાજી એ દેશી.

પૂજો પૂજો ભવિ પ્રીતથી, ચોવીશ જિનને આજે;
સર્વ દેવમાં દેવ એ, ઉત્તમ બિરાજે. એ આંકણી.

ઋષભ અજીત સંભવપ્રભુ,
અભિનંદન સુમતિ;
પદ્મપ્રભ સુપાર્શ્વ ચંદ્ર,-
પ્રભ કાપે કુમતિ. પૂજો પૂજો૦ ॥૧॥

સુવિધિ શીતલ શ્રેયાંસને,
વાસુપૂજ્ય વિમલ અનંત;
ધર્મશાંતિ કુંથુ અરને,
મલિ મુનિસુવ્રત. પૂજો પૂજો૦ ॥૨॥

નમિ નેમિ પાર્શ્વવીર એ,
ચોવીશ જીણંદા;
સેવે સુરાસુર નરપતિ,
ધરી હર્ષ અમંદા. પૂજો પૂજો૦ ॥૩॥

દોષ અઢાર વર્જિત સદા,
ગુણ બારના ધારી;
ચોત્રીશ અતિસય પાંત્રીશ,
ગુણ વાણી ઉચ્ચારી. પૂજો પૂજો૦ ॥૪॥

આતમલક્ષ્મી સંપદા,

પૂજન ફલ લઇયે;
હંસ સમાન વિવેકથી,
કર્પૂર સમ થઇયે. પૂજો પૂજો૦ ॥૫॥

---

## આકોલામંડન શ્રી આદિનાથજીનું ગીત.

---

આવો આવો અલબેલડાજીરે (એ દેશી.)

ગાવો ગાવો પ્રથમનાથનેજીરે,
નમો નમો પ્રભુપાય. મોરી સજની.
એ આંકણી.
રસિલાં ગુણગીત ગાઇયેજીરે,
આદિજીણંદનાં આજ, મોરી સજની.
ભવસમુદ્રમાં જાણીયેજીરે,
ઝાજ જેવા જીનરાજ. મોરી સજની. ॥૧॥
સુરાસુરનરનરપતિજીરે,
મુનિપતિ કરે નિત્ય સેવ, મોરી સજની.
ત્રણભૂવનમાં કો નહીજીરે,
વીતરાગસમ દેવ. મોરી સજની. ॥૨॥
માતા મરૂદેવીનંદલોજીરે,
નાભીરાયા કુલચંદ, મોરી સજની.
પહેલા ભૂપતિ મુનિપતિજીરે,
થયા તે પ્રથમ જીણંદ. મોરી સજની. ॥૩॥

પ્રભુમુખ શારદચંદલોજીરે,
દેખતાં હરખ અમંદ, મોરી સજની.
ચંદ્રકલા કમી થાય છેજીરે,
પ્રભુતો નિત્ય કલાકંદ. મોરી સજની. ॥૪॥
ચંદ્રમાં કાલુ કલંક છેજીરે,
પ્રભુમાં નહી લવલેશ, મોરી સજની.
કામરાહુ કદિ નવિ નડેજીરે,
ચન્દ્રથી ગુણમાં વિશેષ. મોરી સજની. ॥૫॥
નેત્રકમલ શાંતરસ ભર્યાજીરે,
અપૂર્વ સુખનાં નિધાન, મોરી સજની.
ભવિમન મધુકર લલિ લલિજીરે,
કરે ગુણ મકરંદ પાન. મોરી સજની. ॥૬॥
અષ્ટ મહા પ્રાતિહાર શોભતાજીરે,
જગજીવના પ્રતિપાલ. મોરી સજની.
માથે મુગટ મનોહરૂજીરે,
અષ્ટમી શશી સમ ભાલ. મોરી સજની. ॥૭॥
કાને કુંડલ દોય ઝલહલેજીરે,
કંઠે મોતિડાનો હાર, મોરી સજની.
બાંહે બાજુબંધ બેરખાંજીરે,
શોભે છે અપરંપાર. મોરી સજની. ॥૮॥
ધનુષ્ય પાંચસેં દેહડીજીરે,
સોવનવરણી કાય, મોરી સજની.

અષ્ટ કર્મનો ક્ષય કરીજીરે,
મુક્તિપુરીમાં જાય. મોરી સજની. ॥૯॥
ગૌરી મન શંકર વસેજીરે,
કમલા મન ગોવિંદ, મોરી સજની.
તેમ મુજ મન પ્રભુ વસેજીરે,
શ્રી શ્રી આદિ જીણંદ. મોરી સજની ॥૧૦॥
વરાડ દેશે બિરાજતાજીરે,
આકોલામંડન નાથ, મોરી સજની.
મોતીએ ચોક પુરાવીયેજીરે,
નમીએ જોડી બે હાથ. મોરી સજની. ॥૧૧॥
આતમ લક્ષ્મી પામીયાજીરે,
હંસ ગતિ કરનાર, મોરી સજની.
નાયક ધર્મના જાણીયેજીરે,
પૂજીયે વારંવાર. મોરી સજની. ॥૧૨॥
વીર ચોવીશેં ચાલીશમાંજીરે,
આતમ ઓગણીશ ધાર, મોરી સજની.
વિક્રમ ઓગણીસેં સીતેરજીરે,
રહિને શુભ માસ ચાર. મોરી સજની. ॥૧૩॥
કારતક સુદિ પુનમ દિનેજીરે,
સંઘ સકલ મનોહાર, મોરી સજની.
સાથે પ્રભુ ગુણ ગાવતાંજીરે,
કર્પૂર જયજયકાર. મોરી સજની. ॥૧૪॥

## શ્રાવક શ્રાવિકાનાં બાર વ્રતનું ગીત.

સુણ ચતુર સુજાણ પરનારીશું પ્રીત કબુ નવી કીજીયે.
( એ દેશી. )

સુણ સાહેલી શ્રાવક શ્રાવિકાનાં વ્રત છે બારે,
જે ભવિ પાલે શિવ પામે સમકિતના મૂલ આધારે.
( આંકણી. )

પહેલું અહિંસા વ્રત આદરીયે,
બિજા સત્ય વ્રતને દિલ ધરીયે,
નહિ અદત્તાદાન લઇયે જરીએ, સુણ૦ ॥૧॥
પરદારાસેવન પરિહરીયે,
પર પુરૂષનો સંગ નવી કરીયે,
દમયંતી સીતા પરે ભવ તરીયે, સુણ૦ ॥૨॥
પાંચમે પરિગ્રહ પરિમાણ કરતા,
છઠે દિશા પરિમાણ ધરતા,
તે શિવપુર રસ્તો અનુસરતા, સુણ૦ ॥૩॥
સાતમે ભોગ ઉપભોગને જાણી,
સચિત અચિત વસ્તુ પીછાની,
કરો પ્રમાણ જાણી ગુણખાણી, સુણ૦ ॥૪॥
તજો આઠમે અનર્થદંડ દુખકારી,
તમે સાંભલજો સહુ નરનારી,
વીરસેન કુસુમશ્રી પરે ધારી. સુણ૦ ॥૫॥

ગુરૂ પાસે સામાયિક વ્રત લઇયે,
બે ઘડી સમતા ભાવે રહિયે,
ધનમિત્ર પરે સ્વર્ગે જઇયે, સુણ૦ ॥૬॥
દશમે દેશાવગાસિક ધારી,
ચઊદ નિયમ સારી રીતે પાળી,
ધનદે લીધું સુખ અતિ ભારી, સુણ૦ ॥૭॥
અગીઆરમે પોસહ વ્રત ધરીયે,
પુષ્ટિ ધર્મની સારી કરીયે,
કાર્તિક શેઠની પરે ભવ તરીયે, સુણ૦ ॥૮॥
બારમે દાન સુપાત્રે દિજે,
ઇણી પરે ભવને સફલો કીજે,
ધન્ના પરે ધન લાહો લિજે, સુણ૦ ॥૯॥
એ બાર વ્રત રૂડી પરે પાલે,
તસ હંસ ધર્મ દોલત ભાલે,
કર્પૂર સમું કુલ ઊજવાલે, સુણ સાહેલી૦ ॥૧૦॥

---

## શ્રી સિદ્ધસેન દિવાકર સૂરિમહારાજનું ગીત.

---

બળદેવભાઇ ઘરે આવીયારે એ દેશી.

વિક્રમરાજાની રાજધાની છે રે,
નગરી ઉજ્જયની ઉદારરે;
દેવર્ષિ બ્રાહ્મણ તિહાં વસેરે,

તેને કુમુદચંદ્ર કુમારરે. વંદિયે સિદ્ધસેનસૂરિનેરે.
( એ ટેક. )

તીવ્રબુદ્ધિથી પંડિત થયોરે,
ધરતો દિલડામાં અભિમાનરે;
મુજસરિખો જગમાં નહિરે,
કોઇ બિજો વિદ્યાવાનરે. વંદિયે૦ ॥૨॥

મને જે જીતે તેનો શિષ્ય બનુંરે,
કરી પ્રતિજ્ઞા તેણે ખાસરે;
એક સમયે વૃદ્ધવાદીનીરે,
સાથે કર્યો વાદ વિલાસરે. વંદિયે૦ ॥૩॥

સમયના જાણ વૃદ્ધવાદીજીરે,
જીતે ગોવાલો સમક્ષરે;
વલી ભરૂચ રાજસમાજમાંરે,
દિધો હરાવી પ્રત્યક્ષરે. વંદિયે૦ ॥૪॥

પ્રતિજ્ઞા પરમાણે દીક્ષા લઇરે,
કુમુદચંદ્ર ધર્યું નામરે;
વૃદ્ધવાદીજીના શિષ્ય થઇરે,
મેળવે ગુરૂગમ તમામરે. વંદિયે૦ ॥૫॥

ષટ્દર્શનના જ્ઞાતા બનીરે,
કરતા બહુ વાદવિવાદરે;
અન્યમતી મૃગ નાસતારે,
સાંભલી ગુરૂનો સિંહનાદરે. વંદિયે૦ ॥૬॥

સિદ્ધસેન દિવાકર થયારે,
ગચ્છનાયક સૂરિરાયરે;
ગુણગણ રતનના સાગરૂરે,
સર્વજ્ઞપુત્ર પંકાયરે. વંદિયે૦ ॥૭॥
રાજા સર્વજ્ઞપુત્ર પરખવારે,
મનથી કરે નમસ્કારરે;
સિદ્ધસેનસૂરિજી દિયેરે,
ધર્મલાભ તેણી વારરે. વંદિયે૦ ॥૮॥
હાથી ઉપરથી ઉતરીરે,
નમે રાજા કર જોડરે;
હર્ષિત થઇ લેવા વિનવેરે,
સોનામહોર એક કોડરે. વંદિયે૦ ॥૯॥
ત્યાગી ગુરૂએ તે લિધા નહીરે,
જિનાલય જીર્ણોદ્ધારમાં જાયરે;
સૂરિ ઉપદેશે ઉજ્જયની તણોરે,
ભૂપાલ જૈનધર્મી થાયરે. વંદિયે૦ ॥૧૦॥
શ્રી વૃદ્ધવાદિસૂરિના થયારે,
પટોધર સંઘ આધારરે;
વિદ્યાધર ગચ્છ દીપાવીયોરે,
દેવસિકા સુત સારરે. વંદિયે૦ ॥૧૧॥
સ્વર્ગે સધાયા દક્ષિણ દેશમાંરે,
પેઠાણપુર મઝારરે;

પ્રૌઢ પ્રતાપી ગુરૂ હંસનોરે,
નમે કર્પૂર અણુગારરે. વંદિયે૦ ॥૧૨॥

---

## શ્રી અક્ષયનિધિ તપનું ગીત.

---

અહો મુનિ સંયમમાં રમતા એ દેશી.

રૂડો અક્ષયનિધિ તપ કીજે,
વિધિ ગુરૂપાસે સુણી લીજે. રૂડો૦
એ આંકણી.

શ્રાવણ વદિ ચોથથી આદરીયે,
પંદરદિન એકાસણાં કરીયે;
છેલ્લો ઉપવાસ સંવચ્છરીયે. રૂડો૦ ॥૧॥

ધરો શીલસંતોષ સુખકારી,
પડિક્કમણાદિ સમાચારી;
દેવવંદન કરો ત્રણવારી. રૂડો૦ ॥૨॥

વાસુપૂજ્ય પ્રતિમા આગલ કરવી,
ગહુંલી શુદ્ધ ભૂમિયે ધરવી;
કુંભ સ્થાપી પ્રદક્ષિણા ફરવી. રૂડો૦ ॥૩॥

સોના રૂપા સોપારી સાથે,
અક્ષતથી ભરીયે બન્ને હાથે;
વડો રૂડો વ્રતધર સંગાથે. રૂડો૦ ॥૪॥

સાથીયા એકાવન કીજે,

નમો નાણુસ્સ જાપ જપીજે;
નોકારવાલી વીશ ફેરીજે. રૂડો૦ ॥૫॥

ચારે વર્ષે એ તપ પુરો,
થાવે સર્વ કર્મનો ચકચૂરો;
ઉજમણા થકી વાધે નૂરો. રૂડો૦ ॥૬॥

સરવઋદ્ધિ નામે બાઇ,
તપથી સંવરશેઠની થાઇ;
પુત્રી સુંદરી નામ વખણાઇ. રૂડો૦ ॥૭॥

જાવે જીહાં તિહાં પ્રગટ થાય,
નિધાન દેખી સઉ હરખાય;
આવ્યા એકસમે તિહાં ગુરૂરાય. રૂડો૦ ॥૮॥

પૂરવ ભવ પૂછે પાય પડી,
જાતિ સમરણ જ્ઞાન તેહ ઘડી;
પામી જાણે જીવનકેરી જડી. રૂડો૦ ॥૯॥

અક્ષયનિધિ તપને નામે,
ફેલાણી કીર્તિ ઠામોઠામે;
પહોચી તે અંતે શિવપુર ધામે. રૂડો૦ ॥૧૦॥

અખંડ અક્ષય સુખ તે પાવે,
આતમ રૂપ હંસ નિરમલ થાવે;
કર્પૂર તપનો મહિમા ગાવે. રૂડો૦ ॥૧૧॥



## મુંબાઇ કોટમંડન શ્રી શાંતિનાથજીનું ગીત.

હું તો ભૂલી ગયો અરિહંતનેજો એ દેશી.

બેની આવો આવો ગુણ ગાઇયેજો,
શ્રી શાંતિજીણંદના આજજો. બેની૦
( આંકણી. )
બેની ગુણ ગાવાથી સુખ પામીયેજો,
વામિયે દુઃખના તાપજો ॥
બેની તરણતારણ પ્રભુ માનીયેજો;
તાર્યા ભવિ તર્યા આપજો. બેની આવો૦ ॥૧॥
બેની પાંચમા ચક્રી જાણીયેજો,
એતો સોલમા શ્રી જીનરાજજો ॥
બેની ચાલીશ ધનુષ્યની દેહડીજો;
મૃગલંછન છે પ્રભુ પાયજો. બેની આવો૦ ॥૨॥
બેની જગમાં શાંતિ પસારવાજો,
થયા પ્રવર્તમાન જિનરાજજો ॥
બેની શાંતિનાથ શાંતિ કારણેજો;
નમીયે જગત શિરતાજજો. બેની આવો૦ ॥૩॥
બેની વિશ્વસેન કુલ આભમાંજો,
એતો સહસ કિરણ અવતારજો ॥
બેની એ દિનાનાથને વંદતાંજો;
ટલે અજ્ઞાન અંધકારજો. બેની આવો૦ ॥૪॥

બેની આતમલક્ષ્મી સંપદાજો,
રૂડી પામીયે પ્રભુને પસાયજો ॥
બેની કોટમંડન શાંતિનાથનેજો;
દેખી દેખી કર્પૂર હરખાયજો. બેની આવો૦ ॥૫॥

## ગુરૂપ્રવેશ પ્રસંગે આભાર પ્રદર્શક ગીત.

જીરે જિનવર વચન સુહંકરૂ એ દેશી.

મારે ધન્ય દિવસ ધન્ય આ ઘડી,
ધન્ય ધન્ય અમારો અવતારરે;
સદ્‌ગુરૂજી તમને દેખીને એમ અમે માનીયે ॥
એ આંકણી.

પુરા પૂરવ પુણ્ય ઉદયથી,
મલ્યો સદ્‌ગુરૂજીનો સંયોગરે. સ૦ ॥૧॥
નહીં મન વચન કાયાથી ઇચ્છીયે,
કદીયે ગુરૂમહારાજનો વિયોગરે. સ૦ ॥૨॥
ભાનુસમા સદ્‌ગુરૂનો ઉદય થતાં,
થયો મિથ્યા મત તિમિરનો નાશરે. સ૦ ॥૩॥
સમકિત રૂપી બીજ તમે રોપીયું,
લઇશું મોક્ષ સુખ ફલ ખાસરે. સ૦ ॥૪॥
ગાજ વીજથી આવતા વરસાદને,
નિરખી મોર જેમ હરખાયરે. સ૦ ॥૫॥

તેમ મુનિવર આપને દેખતાં,
ખુશી થઇને વંદિયે તુમ પાયરે. સ૦ ॥૬॥
શિષ્ય પરિવારને સાથ લઇ કરી,
કિધી કૃપા પધારી આજરે. સ૦ ॥૭॥
દેશ વિદેશ વિચરતા આવીયા,
વારી જાવું તમારી ગુરૂરાજરે. સ૦ ॥૮॥
વિનતિ સ્વીકારી સંઘની સાહેબા,
જેથી માને સંઘ આભારરે. સ૦ ॥૯॥
દુષ્કર તપ સંયમ આરાધીને,
લીધો જૈન તત્ત્વનો સારરે. સ૦ ॥૧૦॥
જ્ઞાનરયણ ભરીયા દરિયાસમા,
ગીતારથ સદ્‌ગુણ ગંભીરરે. સ૦ ॥૧૧॥
ઊછલે વૈરાગ્યભાવ તરંગના,
કલ્લોલ ભવસાગરને તીરરે. સ૦ ॥૧૨॥
હવે ગુરૂ કરો ઉદ્ધાર અમતણો,
જેથી કરીયે શિવપુરમાંહે વાસરે. સ૦ ॥૧૩॥
આત્મિકલક્ષ્મી સંપદા કારણે,
વાણી સુણાવો રહી,ચાર માસરે. સ૦ ॥૧૪॥
રાજહંસ સમાન ગતિ આપની,
ધર્મધારી તરણતારણ ઝાજરે. સ૦ ॥૧૫॥
કર્પૂર જેવા ઉજ્વલ અંતઃકરણથી,
વંદે નરનારીનો સમાજરે. સ૦ ॥૧૬॥

## શીલવ્રત ગીત.

---

મલ્લિજિન નાથજી વ્રત લીજેરે ( એ દેશી. )

સખી રૂડુ શીલવ્રત ધારીજેરે,
જેથી દુઃખડલાં વારીજે. સખી૦
એ આંકણી.

રાજુલ સીતાનાં નામ લેવાયાંરે,
દમયંતી દ્રૌપદી સેવાયાંરે;
એતો સતીયોમાંહે કહેવાયાં. સખી૦ ॥૧॥
હાથ કપાણા કલાવતીનારે,
થયા શીલથી નવા સતીનારે;
પરીણામ એ રૂડી મતિનાં. સખી૦ ॥૨॥
રાણી અભયાથકી નવી ચલિયારે,
શેઠ સુદર્શન શીલથી બલીયારે;
શૂલી ફીટી સિંહાસને કલિયા. સખી૦ ॥૩॥
એવું જાણી શીલવ્રત પાલોરે,
વિષય વિકાર સર્વ પ્રજાલોરે;
નિરવિકાર દૃષ્ટિથી ભાલો. સખી૦ ॥૪॥
નવિ કરીયે મશ્કરી નર સાથેરે,
તાલી દઇએ નહી તસ હાથેરે;
જિનઆણા ધરો નિજ માથે. સખી૦ ॥૫॥
પરપુરૂષ સાથે ન વિચરીયેરે,

રાગબુદ્ધિ ખોટી નવિ કરીયેરે;
ચોરે ચૌટે એકલાં ન ફરીયે. સખી૦ ॥૬॥
શીલવ્રત પાલે શુભ ભાવેરે,
દેવ દેવી કિંકર તસ થાવેરે;
દુખ દારિદ્ર દુર પલાવે. સખી૦ ॥૭॥
સર્વ વ્રતમાં મોટું એહરે,
પાલી હંસ સમ કરો દેહરે;
કહે કર્પૂર ધરી બહુ નેહ. સખી૦ ॥૮॥

## શ્રી મહાવીરસ્વામીનું ગીત.

સોના રૂપાને સોગટે સાંયાં ખેલત બાજી એ દેશી.

ચાલો સાહેલી આપણે, જિનદર્શન જઇયે;
દર્શન કરીને મનુષ્ય, ભવનો લાહો લઇયે.

એ આંકણી.

માતા ત્રિશલા દેવીનંદને, નિત્ય વંદન કીજે;
મુખ પુનમના ચંદસમ, દેખી ભામણાં લીજે.
ચાલો૦ ॥૧॥
ત્રિશલા ઉરસર હંસલો, સિદ્ધારથ નંદ;
ક્ષત્રિયકુલ અજવાલીને, આપ્યું સુખ અમંદ.
ચાલો૦ ॥૨॥
હરખિત થઇ ઇંદ્રાણીયો, પ્રભુ મુખને દેખી;
તનમનથી સેવા કરે, દિયે પાપ ઉવેખી. ચાલો૦ ॥૩॥

ઇંદ્ર પાંચ રૂપથી લઇ, મેરૂશિખરે જાવે;
રત્ન સ્વર્ણ કલશે કરી, પ્રભુને નવરાવે. ચાલો.॥૪॥
ઇંદ્ર સુરાસુરને વલી, આવે નરદેવા;
રાતદિવસ બહુ ભાવથી, કરે પ્રભુની સેવા.
ચાલો૦ ॥૫॥
મહાવીર પ્રભુને સેવતાં, ભવપાતિક છીજે;
ધર્મદોલતને પામતાં, કર્પૂર મન રીજે. ચાલો.॥૬॥

---

## સાત વારનુ ગીત.

---

સુણ ચતુરસુજાણ પરનારીશું પ્રીત કબુ ના કીજીયે એ દેશી.

ચાલો ચાલોને રાજ ગુરૂમુખ મધુરી વાણી સુણવા
આજે, મહાગુણવંતા ગુરૂજી દેશના
આપે છે સુખકાજે.
એ આંકણી.

સોમવારે દિલે સમતા ધારી,
ક્રોધ માન માયા લોભને ટારી;
સામાયિક વ્રત લ્યો જયકારી. ચાલો૦ ॥૧॥
મંગલવારે મંગલધારી,
ચાર મંગલ લઇયે સંભારી;
જેહથી ઉતરીયે ભવપારી. ચાલો૦ ॥૨॥
બુધવારે સુબુદ્ધિ કીજે,
ગુરૂજ્ઞાન તણો લાહો લિજે;

જેહથી ભવનાં પાતિક છીજે. ચાલો૦ ॥૩॥
ગુરૂવારે ગુરૂના ગુણગાવો,
વંદન કરીને પાવન થાવો;
ગુરૂભક્તિમાં નથી કોઇનો દાવો. ચાલો૦ ॥૪॥
શુકરવારે થઇયે શૂરા,
કરીયે મોહમાયા ચકચૂરા;
દુરજનથી રહિયે નિત દુરા. ચાલો૦ ॥૫॥
શનીવારે સંશય દૂરટાલી,
તપ જપ કરી કર્મ દિજે ગાલી;
વરીયે કેવલશ્રી બહુ વહાલી. ચાલો૦ ॥૬॥
રવિવારે રાગરીસ પરીહરીયે,
વેર ઝેર ન કોઈ સાથે કરીયે;
કર્પૂર કહે હંસપરે તરીયે. ચાલો૦ ॥૭॥

---

## જિનવાણી ગીત.

---

મનહીમેં વૈરાગી ભરતજી મનહીમેં૦ એ દેશી.

ગુરૂ જિનવાણી સુણાવે હો ગુણીજનો, ગુ૦
એ આંકણી.

શ્રી સ્યાદ્વાદમુદ્રાથી મુદ્રિત,
વાણી ગુણની ખાણી;
ક્રોધ દાવાનલ શાંત કરે છે,
કર્મ કાષ્ટમાં કૃપાણી. હો ગુણી૦ ॥૧॥

યોજનગામિની વાણી અનુપમ,
પાંત્રીશ ગુણમણી ખાણી ॥
સાતનય નિક્ષેપા ચારે,
પ્રગટ કરે ગુરૂ જ્ઞાની. હો ગુણી૦ ॥૨॥

ભવિક જનમન આનંદદાતા,
શાંત સુધારસ ઝારી ॥
દ્રાક્ષ સાકરથી મીઠી અધિકી,
જિનવાણીની બલીહારી. હો ગુણી૦ ॥૩॥

સંશય સઘલા મનના છેદે,
શિવસુંદરીની દૂતી ॥
ભાવ ધરી જે સાંભલે પ્રાણી,
પામે આત્મ વિભૂતિ. હો ગુણી૦ ॥૪॥

તત્ત્વાતત્ત્વને કૃત્યાકૃત્ય,
સમજે પેય અપેય ॥
સ્વર્ગ નરક અપવર્ગ પિછાને,
જાણે હેય અહેય. હો ગુણી૦ ॥૫॥

શિવસુખકરણી ભવદુઃખહરણી,
શ્રી જિનવરની વાણી ॥
હંસવિજય કવિરાયનો કર્પૂર,
કહે સાંભલો ભવિ પ્રાણી. હો ગુણી૦ ॥૬॥



## શ્રી વીશવિહરમાન જિન ગીત.

પુખ્ખલવઈ વિજયે જયોરે એ દેશી.

શ્રી [1]સીમંધર [2]જુગમંધરરે, [3]બાહુ [4]સુબાહુ જિણંદ;
[5]સુજાત [6]સ્વયંપ્રભ છઠારે, [7]ઋષભાનન જિનચંદ.
ભવિકજન, વંદો વિશવિહરમાન૦ ॥૧॥

[8]અનંતવીર્ય [9]સુરપ્રભરે, [10]વિશાલ પ્રભુ કરો સેવ;
[11]વજ્રધર [12]ચંદ્રાનનરે, [13]ચન્દ્રબાહુ [14]ભુજંગદેવ.
ભવિકજન૦ ॥૨॥

[15]ઇશ્વર [16]નેમીપ્રભુ [17]વીરસેનરે, [18]મહાભદ્ર બલવાન;
[19]દેવજસાને [20]અજીતવીર્યરે, એ છે વિશવિહરમાન.
ભવિકજન૦ ॥૩॥

આઠ પડીહારે દીપતારે, ધારક પ્રભુ ગુણ બાર;
દોષ અઢાર રહિત સદારે, જીવન પ્રાણઆધાર.
ભવિકજન૦ ॥૪॥

ચોત્રીશ અતિશય શોભતારે, વાણી ગુણ પાંત્રીસ;
બાર પરષદા બોધતારે, ઈંદ્ર નરેંદ્રના ઇશ.
ભવિકજન૦ ॥૫॥

મહાવિદેહમાં વિચરતારે, મોહરિપુ ભગવંત;
ભવઅટવીથી ઉતારવારે, સારથવાહ મહંત.
ભવિકજન૦ ॥૬॥

મોક્ષતણા અભીલાષીયોરે, નિત્ય નિત્ય પ્રાતઃકાલ;
ભાવ ધરી વંદન કરેરે, ટાલે ભવજંજાલ.
ભવિકજન૦ ॥૭॥
હંસગુરૂ ઉપદેશથીરે, સિદ્ધાચલ પર સાર;
વિશવિહરમાન ચૈત્યનોરે, થયો ઉધાર મનોહાર.
ભવિકજન૦ ॥૮॥
આતમલક્ષ્મી સંપદારે, ધર્મ દોલતદાતાર;
વિશપ્રભુના ચરણુમાંરે, કર્પૂર કરે નમસ્કાર.
ભવિકજન૦ ॥૯॥

---

## પજુષણુ મહિમા ગીત.

---

પાવા તે ગઢથી ઉતર્યા મહાકાલીરે એ દેશી.

પર્વ પજુષણુ આવીયાં, સુણુ બેનીરે,
કાંઇ આરાધો ધરી ભાવ. સુંદર બેનીરે.
એ આંકણી.

| | |
|---|---|
| વૈભારગિરિમાં સમોસર્યા, | સુણુ૦ |
| કાંઇ શ્રી મહાવીરજીણુંદ; | સુંદર૦ ॥ |
| વનપાલક મુખ સાંભલી, | સુણુ૦ |
| કાંઇ આવે નરનો ઈંદ. | સુંદર૦ પર્વ૦ ॥૧॥ |
| પાંચ અભિગમ સાચવી, | સુણુ૦ |
| કાંઇ દઇ પ્રદક્ષિણા સાર; | સુંદર૦ ॥ |

કર જોડી વંદન કરી, સુણ૦
કાંઇ બેસે પ્રભુ દરબાર. સુંદર૦ પર્વ૦ ॥૨॥
પુછે પજુષણનો તિહાં, સુણ૦
કાંઇ મહિમા શ્રેણિકરાય; સુંદર૦ ॥
વીરપ્રભુ સંભલાવે છે, સુણ૦
કાંઇ સુણતાં પાપ પલાય. સુંદર૦ પર્વ૦ ॥૩॥
ચક્રવર્તી ભૂપમાં વડો, સુણ૦
કાંઇ દેવોમાં જેમ ઇંદ્ર; સુંદર૦ ॥
બ્રહ્મવ્રત વ્રતમાં વડુ, સુણ૦
જેમ તારામાં ચંદ્ર. સુંદર૦ પર્વ૦ ॥૪॥
મહિમાવંત તીર્થો વિષે, સુણ૦
કાંઇ શત્રુંજય ગિરિરાજ; સુંદર૦ ॥
ચારિત્રમાં યથાખ્યાત છે, સુણ૦
કાંઇ વિનય ગુણોમાં તાજ. સુંદર૦ પર્વ૦ ॥૫॥
રત્નોમાં ચિંતામણિ, સુણ૦
કાંઇ જ્ઞાનમાં કેવલજ્ઞાન; સુંદર૦ ॥
માનસરોવર સરોવરે, સુણ૦
કાંઇ ધ્યાનમાં શુકલ ધ્યાન. સુંદર૦ પર્વ૦ ॥૬॥
કલ્પસૂત્ર છે સૂત્રમાં, સુણ૦,
કાંઇ દેશમાં સોરઠદેશ; સુંદર૦ ॥
તેમ સર્વે પર્વો થકી, સુણ૦
કાંઇ પજુષણપર્વ વિશેષ. સુંદર૦ પર્વ૦ ॥૭॥

મહિમા તેનો અપાર છે, સુણ૦
કાંઇ કહેતાં નાવે પાર; સુંદર૦
શ્રદ્ધાથી આરાધીયે, સુણ૦
કાંઇ કરીયે કૃત્ય અગીયાર. સુંદર૦ પર્વ૦ ॥૮॥
ચૈત્ય જુહારી પૂજા કરો, સુણ૦
કાંઇ ગુરૂભક્તિ દિલ લાય; સુંદર૦ ॥
કલ્પસૂત્ર શ્રવણ કરો, સુણ૦
કાંઇ પ્રતિમા આંગી રચાય. સુંદર૦ પર્વ૦ ॥૯॥
પ્રભાવના શાસનતણી, સુણ૦
કાંઇ સાધર્મીવચ્છલ થાય; સુંદર૦ ॥
અભયદાન અપાવીયે, સુણ૦
કાંઈ અમારીપડહ બજાય. સુંદર૦ પર્વ ॥૧૦॥
અઠમ તપ કરી પૂજીયે, સુણ૦
કાંઇ સોના રૂપાથી જ્ઞાન; સુંદર૦ ॥
પ્રતિક્રમણ સંવચ્છરી, સુણ૦
કાંઇ કરીયે તજી અભિમાન. સુંદર૦ પર્વ૦ ॥૧૧॥
પરસ્પરે ખમાવીયે, સુણ૦
કાંઇ વૈર વિરોધ નિવાર; સુંદર૦ ॥
હંસવિજય કવિરાયનો, સુણ૦
કાંઇ-કહે કર્પૂર અણુગાર. સુંદર૦ પર્વ૦ ॥૧૨॥

## પજુષણપર્વ ગીત.

---

એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે—એ દેશી.

સદ્ગુરૂ શાસ્ત્ર સુણાવે, હે ગુણીજનો ! સદ્ગુરૂ૦
પર્વ પજુષણ અઠાઇ વ્યાખ્યાન,
સાંભલીયે ભલે ભાવેઃ હે ગુણીજનો ! સદ્ગુરૂ૦

એ આંકણી.

હોલી બલેવને દશરા પરમુખ,
પજુષણપર્વ તોલે;
આવે નહી કહિયે હે શ્રેણિક,
વીરજીણંદ એમ બોલે. હે ગુણીજનો૦ ॥૧॥

પજુષણની અઠાઇમાંહે, બ્રહ્મચર્યવ્રત પાલી;
શીલસન્નાહે કાયા દીપાવી, મોહરાયને ટાલી.
હે ગુણીજનો૦ ॥૨॥

સામાયિક કરી બન્ને ટંકે, પ્રતિક્રમણ કરીજે;
પૌષધ પાલી દેવ જુહારી, દાન સુપાત્રે દીજે.
હે ગુણીજનો૦ ॥૩॥

હીરવિજય સૂરીશ્વરને વલી, પાઠક શાંતિચંદ્ર;
અકબરનો અધિકાર સુણીને, હરીયે ભવભયફંદ.
હે ગુણીજનો. ॥૪॥

કુમારપાલ અને મંત્રીશ્વર, વસ્તુપાલ સમાન;
તીર્થયાત્રા સંઘભક્તિ કરીયે, જાણી મોક્ષ નિદાન.
હે ગુણીજનો૦ ॥૫॥

રાય ઉદાયન જીત મેલવી, ચંડપ્રદ્યોતની સાથે;
ખમાવણા કરી રાજ્યને પાછું,
આપે છે નિજ હાથે. હે ગુણીજનો૦ ॥૬॥
કલ્પસૂત્ર નિજ ઘર લાવીને,
રાત્રિજાગરણ કરીયે;
સાડંબરે કલ્પધરના દિવસે,
લાવી ગુરૂપાસે ધરીયે. હે ગુણીજનો૦ ॥૭॥
વાર્ત્તાલાપ છોડી થીરચિત્તે, સાંભલીયે વ્યાખ્યાન;
નાગકેતુપરે અઠમનો તપ, કરીયે થઈ સાવધાન.
હે ગુણીજનો૦ ॥૮॥
પ્રૌઢપ્રતાપી અને પુણ્યશાલી,
હંસવિજય ગુરૂરાયા;
તસ પદ પદ્મમાં ભમરપરે રહી,
કર્પૂરે પર્વગુણ ગાયા. હે ગુણીજનો૦ ॥૯॥

---

## હોલીપર્વનિષેધ ગીત.

---

શું કહું કથની મારી રાજ એ ચાલ.

સાંભલીયે ગુરૂવાણી સુજાણ. સાંભલીયે૦
ગુરૂવાણી ગુણખાણી સુજાણ. સાંભલીયે૦
એ આંકણી.
એકસમયે પૂર્વદેશ પધાર્યા,
સુવ્રતાચાર્ય મહારાજ;

હોલીપર્વમાં તિહાં ખેલે છે,
લોકો મુકીને લાજ. સુજાણ સાંભલીયે૦ ॥૧॥
એક મુનિના પ્રશ્નથી સૂરિ,
કહે હોલી અધિકાર;
પંચમકાલનાં પાંચસોં વરસો,
ગયા થકી પ્રચાર. સુજાણ સાંભલીયે૦ ॥૨॥
જેપુરમાં વસે શેઠ મનોરમ,
ચાર પુત્રની સાથ;
હોળી નામે પુત્રી હતી તસ,
મરી ગયો તસ નાથ. સુજાણ સાંભલીયે૦ ॥૩॥
કર્મવશેથી બાલરંડાપો,
પામી કર્મગતિ ન્યારી;
એકસમે કામપાલને દેખી,
કામાતુર થઇ ભારી. સુજાણ સાંભલીયે૦ ॥૪॥
જોગણુ ઢુંઢાતણા મેલાપથી,
હોળી બની વ્યભિચારી;
માતપિતા અને ગામના લોકને,
સતીપણે ઠગનારી. સુજાણ સાંભલીયે૦ ॥૫॥
ઢુંઢાને બાલી કામપાલશું,
રહે હોળી અન્ય સ્થાને;
હોલી બલી મુઈ સતી થવાને,
એમ સહુ લોક માને. સુજાણ સાંભલીયે૦ ॥૬॥

ત્યારથી ફાગણસુદિ પુનમદિને,
લોક હોળી સલગાવે;
અજ્ઞાની જન સતી માનીને,
હોલી પર્વ મનાવે. સુજાણ સાંભલીયે. ॥૭॥

ઢુંઢાપિશાચી હોળીની ફજેતી,
કરવા ગાલો બોલાવે;
લોકો ભાંડભવાયાની પરે,
ડફ લેઇને ગાવે. સુજાણ સાંભલીયે૦ ॥૮॥

સતી નહી પણ કુલટા હોલી,
સમજો તમે ભવિ પ્રાણી;
વિસ્તારથી ગુરૂમુખથી સુણીયે,
હોળીકાની કહાણી. સુજાણ સાંભલીયે૦ ॥૯॥

હોલીથી હોય છકાયની હિંસા,
પાપ પુંજ પ્રત્યક્ષ;
માટે મિથ્યાત્વી પર્વ તજીને,
જૈનપર્વ પાલો દક્ષ. સુજાણ સાંભલીયે૦ ॥૧૦॥

દુર્ગતિદાયક હોલીપર્વનો,
ત્યાગ કરો નરનારી;
હંસવિજય ગુરૂનો કહે કર્પૂર,
ફાગણ ચોમાસીપર્વ ધારી. સુજાણ સાંભલીયે૦ ॥૧૧॥



## શ્રી પ્રભવસ્વામી ગીત.

પીતલ લોટા જલે ભર્યારે એ દેશી.

ભરતે વિંધ્યાચલ પાસમાંરે, શેહેર જયપુર
શ્રીકારરે; ભવિકજન, પ્રભવાસ્વામીને પ્રણમીયેરે:
રાજ્ય કરે વિંધ્યરાજીયોરે,
પ્રભવો રાજકુમારરે. ભવિકજન પ્ર૦ ॥૧॥
નાના પુત્રને રાજ આપીયુંરે,
તેથી પ્રભવો બિજે ગામરે; ભવિક૦
પાંચસે ચોર સાથે વસ્યોરે,
ચોરસરદાર ધરી નામરે. ભવિકજન પ્ર૦ ॥૨॥
રાજગ્રહી વાસી શેઠજીરે,
ઋષભદત્ત ઘરે સારરે; ભવિક૦
જંબુકુમારના લગનમાંરે,
આવી છે લક્ષ્મી અપારરે. ભવિકજન પ્ર૦ ॥૩॥
એવું સાંભલી તિહાં આવીયોરે,
પ્રભવો પાંચશેં લારરે; ભવિક૦
તાલોદ્ઘાટિની અવસ્વાપિનીરે,
વિદ્યાનો કરી ઉપચારરે. ભવિકજન પ્ર૦ ॥૪॥
ચોરી કરવાને પેસતોરે,
પ્રભવોજી મેહેલમોઝારરે; ભવિક૦
તે વેલા આઠ નારનેરે,
જાગતા જંબુકુમારરે. ભવિકજન પ્ર૦ ॥૫॥

સંસારની અસારતારે,
સમજાવે ધરી પ્યારરે; ભવિક૦
પ્રભવાજીને પણ પ્રેમશુંરે,
બોલાવીયા તતકાલરે. ભવિકજન પ્ર૦ ॥૬॥
વાતથી વિસ્મય પામીયોરે,
જંબુકુમારની રસાલરે; ભવિક૦
પ્રતિબોધ પ્રભવોજી પામીયારે;
પાંચસેં ચોર પ્રતિપાલરે. ભવિકજન પ્ર૦ ॥૭॥
ચોરી વર્જી સંસાર તજીરે,
દીક્ષા લિધી સર્વ સાથરે; ભવિક૦
શ્રી જંબુસ્વામીના તે થયારે,
પટધર સંઘના નાથરે. ભવિકજન પ્ર૦ ॥૮॥
જગતમાં જંબુસમો નહીરે,
કોટવાલ કોઇ હુંસીયારરે; ભવિક૦
તેમ પ્રભવાસમો ચોર નહીરે,
રત્નત્રયી ચોરનારરે. ભવિકજન પ્ર૦ ॥૯॥
ત્રીજા પટોધર વીરનારે,
ધર્મધુરંધર ધારરે; ભવિક૦
સ્થાપી શય્યંભવસૂરિનેરે,
સ્વર્ગના થયા શણગારરે. ભવિકજન પ્ર૦ ॥૧૦॥
આતમલક્ષ્મી સંપદારે,
ધર્મદોલત દાતારરે; ભવિક૦

હંસવિજય મહારાજનોરે,
નમે કર્પૂર અણગારરે. ભવિકજન પ્ર૦ ॥૧૧॥

## શ્રી શય્યંભવસૂરિ ગીત.

એ છડી કીહાં રાખી એ દેશી.

એકસમે શ્રી પ્રભવાસ્વામી,
પાટે સ્થાપન માટે;
ઉપયોગ સંઘમાં દેઇ જુવે છે,
દેખે ન લાયક પાટેરે.
ભવિજન શય્યંભવસૂરિ વંદો,
વંદિને પાપ નિકંદોરે. ભવિ૦ ॥૧॥

એ આંકણી.

તેવારે અન્ય મતમાં દિધો,
શ્રુતજ્ઞાનથી ઉપયોગ;
યજ્ઞ કરાવતો દીઠો રાજગ્રીમાં,
શય્યંભવ ભટ જોગ્યરે. ભવિ૦ ॥૨॥
પ્રભવાસ્વામી પરિવારની સાથે,
પ્રતિબોધવા તિહાં આવે;
બે મુનિને મોકલે યજ્ઞપાડે,
જ્યાં તે યજ્ઞ કરાવેરે. ભવિ૦ ॥૩॥
મુનિ બોલે અહો કષ્ટ કષ્ટ છે,
તત્ત્વ જણાતું નથી;

તે સાંભલી ઉપાધ્યાયને પુછે,
શય્યંભવ સાહસથીરે. ભવિ૦ ॥૪॥
સત્ય તત્ત્વ શું છે તે બતાવો,
તરવાર કાઢીને બોલે;
તે વેલાયે મરણના ભયથી,
ઉપાધ્યાય ભેદ ખોલેરે. ભવિ૦ ॥૫॥
યજ્ઞસ્થંભની નીચે પ્રતિમા,
અરિહંતની છે તેથી;
નિર્વિઘ્નકાર્ય હમારાં સર્વે,
પૂર્ણ થાય છે સુખેથીરે. ભવિ૦ ॥૬॥
સ્થંભ નીચેથી સ્ફટિકની મૂર્તિ,
શાન્તિનાથની નિકાલી;
પામ્યા શય્યંભવ સમ્યગ્દર્શન,
પ્રતિમાને નિહાલીરે. ભવિ૦ ॥૭॥
નારી સગર્ભા છોડીને આવ્યા,
પ્રભવાસ્વામીની પાસે;
સંવેગરસનુ પાન કરીને,
લીધો સંયમ ઉલ્લાસેરે. ભવિ૦ ॥૮॥
વીરપ્રભુના પટધર ચોથા,
ચઉદપૂર્વી મહાજ્ઞાની;
પ્રભવાસ્વામીના મુખ્ય પટોધર,
વત્સગોત્રી ગુણખાનીરે. ભવિ૦ ॥૯॥

શીતલતા ચંદ્રમાથી અધિક,
તરણિથી તેજ સવાયા;
વાદી ઘૂક દિવાકર જાણે,
કંચનવર્ણી છે કાયારે. ભવિ૦ ॥૧૦॥
પુત્ર મનકમુનિ કાજે નવમા,
પૂર્વથી કરી ઉદ્ધાર;
દશવૈકાલિકસૂત્ર બનાવ્યું,
દશ અધ્યયને ઉદારરે. ભવિ૦ ॥૧૧॥
મહાઉપગાર કરી નિજ પાટે,
યશોભદ્રમુનિ સ્થાપી;
વીરનિર્વાણથી અઠાણું વર્ષે,
સ્વર્ગે ગયા તે પ્રતાપીરે. ભવિ૦ ॥૧૨॥
એવા ગુરૂના ગુણગણ ગાતાં,
પાપ પાતાલે જાય;
હંસવિજય ગુરૂનો કહે કર્પૂર,
આતમ નિર્મલ થાયરે. ભવિ૦ ॥૧૩॥

---

## શ્રી વિજયસેનસૂરિનું ગીત.

સોના રૂપાને સોગઠે સૈયાં ખેલત બાજી એ દેશી.

વિજયસેનસૂરીશના આજે ગુણ ગાઇયે,
ગુણીજનના ગુણગાનથી આપણ નિર્મલ થાઇયે.
એ આંકણી.

[1]મારવાડ દેશમાંહિ છે ગામ શ્રી નાડલાઇ,
કમ્માસાહ શેઠ છે તિહાં શેઠાણી કોડાંબાઇ ॥
તસ કુખે ગુરૂ જનમીયા સોલસેં ચાર સાલે,
ફાગણુ સુદિ પુનમદિને શુભવેલા સુકાલે.
વિજયસેન૦ ॥૧॥

ઓશવંશ વિભૂષણુ થયા જયસિંહ નામ ધારી,
સાતવર્ષના તે થયા જ્યારે બ્રહ્મચારી ॥
દીક્ષા ત્યારે કમાશા લિયે પુત્રપત્નિને છોડી,
બે વર્ષ જયસિંહે પણુ મતિ વૈરાગ્યે જોડી.
વિજયસેન૦ ॥૨॥

વિજયદાનસૂરિ કને સુરતમાં આવી,
નવમે વર્ષે માત સાથ ઓચ્છવ મંડાવી ॥
દીક્ષા લીધી રૂયડી સંવત સોલતેરે,
જેઠસુદિ એકાદશી શુભ મુહૂર્ત સવેરે.
વિજયસેન૦ ॥૩॥

વિજયહીરસૂરીશના શિષ્ય તરીકે સ્થાપ્યા,
તે જયવિમલ મુનીશ્વરે પાપકર્મને કાપ્યાં ॥
સોલસેં છવીશમાં પંડિતપદ પામે જ્યારે,
ખંભાતમાં પૂની શ્રાવિકા મહોચ્છવ કરે ત્યારે.
વિજયસેન૦ ॥૪॥

---

૧ ગુણુવિજય પંડિતકૃત સઝાયમાં મેવાડદેશની નાડલાઈ લખેલ છે.

સોલ અઠ્ઠાવિશમાં ઉપાધ્યાય પદવીની સંગે,
આચાર્ય પદવીને પામ્યા ગુરૂજી ઉછરંગે ॥
મૂલાસેઠ ને વિપ્પા પારેખે એ પદવી પ્રસંગે,
રાજનગરમાં વાપર્યું દ્રવ્ય ઘણું ઉમંગે.
વિજયસેન૦ ॥૫॥

પાટસ્થાપન પાટણ શેહેરમાં સોલસેંને ત્રીસે,
થઇ હતી ધામધુમથી પોસવદિ ચોથ દિસે ॥
યોગશાસ્ત્ર પહેલા શ્લોકના રૂડા સાતસેં અર્થ,
કરનારા સુપ્રસિદ્ધ તે સૂરિ મહા સમર્થ.
વિજયસેન૦ ॥૬॥

અકબરશાહના આમંત્રણે સૂરિરાજ સધાવ્યા ॥
દેશ પંઝાબમાં વિચરતા લાહોર શેહેરે આવ્યા,
કાશ્મીર મહેલમાં અકબરે જાઇ મુલાકાત લીધી,
પ્રતિબોધથી પ્રાણી રક્ષામાં વૃદ્ધિ અતિ કીધી.
વિજયસેન૦ ॥૭॥

બ્રાહ્મણ પંડિતો હારીયા દેખી ગુરૂ ચતુરાઇ,
શાહે બુદ્ધિબલ જોઇને આપ્યું બિરૂદ સવાઇ ॥
બહુ ઉપગાર કર્યો વિચરી પરિવારની સાથે,
ચાર લાખ પ્રતિમાતણી પ્રતિષ્ટા કરી હાથે.
વિજયસેન૦ ॥૮॥

ભૂષણનામા દિગંબરાચાર્યે સાથે કરતા,
શાસ્ત્રાર્થથી સુરતમાં જયકમલા વરતા ॥

ફીરંગીયોના ફરમાનથી પધાર્યા દીવબંદર,
જામનગરમાં જામને આપ્યો ઉપદેશ સુંદર.
વિજયસેન૦ ॥૯॥

પાંચ વિગઇનો પ્રતિદિને કરતા સૂરિ ત્યાગ,
શાસન ઉદ્યોત કારણે પૂરણ ધરે રાગ ॥
હીરસૂરિના પટોધર થયા છે સુખકારી,
વાદી મતંગજ કેસરી બાલથી બ્રહ્મચારી.
વિજયસેન૦ ॥૧૦॥

દશવૈકાલિકસૂત્ર ગણી નિત્ય કરતા આહાર,
બે હજાર સાધુતણો હતો તસ પરીવાર ॥
સોલસેં બોંતેર જેઠની એકાદશી અંધારી,
ખંભાતશેહેરના અકબરપુર માંહે પધારી.
વિજયસેન૦ ॥૧૧॥

આયુષ્ય અડસઠ વર્ષનું પાલી સ્વર્ગે સધાયા,
હડતાલ પડી ત્રણ દિવસ શેહેરમાં શોક ફેલાયા ॥
થૂભકારણ સૂરીશની જહાંગીર બાદશાહે,
દશ વીઘાં અરપણ કરી જમીન ઉત્સાહે.
વિજયસેન૦ ॥૧૨॥

શ્રી હીરવિજયસૂરિસમા થયા તેહ પ્રતાપી,
હિતકારી સૂરિરાજનો સાલે વિરહ અદ્યાપિ ॥
તપગચ્છ સરોવર હંસસમા હંસવિજય મહારાય,
શ્રી વિજયસેનસૂરીશના કર્પૂર ગુણ ગાય.
વિજયસેન૦ ॥૧૩॥



## ( શ્રી વિજયદેવસૂરિજીનું ગીત. )

તીરથની આશાતના નવી કરીયે એ દેશી.

વિજયદેવસૂરીશના ગુણ ગાવો,
હાંરે ગુણ ગાવોરે ગુણ ગાવો,
હાંરે ગુણ ગાઇને આનંદ પાવો,
હાંરે એથી સફલ અવતાર. વિજય૦ ॥

એ આંકણી.

ઓસવાલ વીરા શાહના કુલે આયા,
હાંરે માતા રૂપાબાઈ દેવીના જાયા,
હાંરે જન્મ ઇડિરમાં ગુરૂ પાયા,
હાંરે સાલ [1]સોલ ચોત્રીસ. વિજય૦ ॥૧॥

અમદાવાદ વિજયસેનસૂરિ પાસ,
હાંરે છોડી સંબંધીનો સહવાસ,
હાંરે લિધિ દીક્ષા ધરીને ઉલ્લાસ,
હાંરે સોલ તેંતાલી સાલ. વિજય૦ ॥૨॥

શેહેર સિકંદરમાં પંન્યાસ પદ થાવે,
હાંરે સોલ પંચાવનમાં કહાવે,
હાંરે પછી સૂરિપદને પાવે,
હાંરે સોલ છપનમાંહે. વિજય૦ ॥૩॥

---

૧ સંવત ૧૬૩૪

ખંભાતી શ્રીમલ્લસેડે અઢારહજાર,
હાંરે ખરચી કર્યાં ઓછવ ઉદાર,
હાંરે મલ્યું આચાર્ય પદ મનોહાર,
હાંરે વિજયસેનસૂરિ હાથ. વિજય૦ ॥૪॥
માંડવગઢમાં જહાંગીરબાદશાહે,
હાંરે મહાતપા બિરૂદ ઉચ્છાહે,
હાંરે આપ્યું [1]સોલ ચ્યુંવોતેરમાંહે,
હાંરે કર્યો તેનો સ્વીકાર. વિજય૦ ॥૫॥
જગતસિંહ ઉદેપુરના મહારાણે,
હાંરે વહિ પોસદસમી વરકાણે,
હાંરે કર્યું માફ દાણ મેલાટાણે,
હાંરે ગુરૂજીના પસાય. વિજય૦ ॥૬॥
ઉદેપુર જઇ સૂરિ ઉપદેશ સુણાવે,
હાંરે રાણો સુણીને પ્રસન્ન થાવે,
હાંરે રાજ્યમાં જીવદયા પલાવે,
હાંરે સુણી ગુરૂ ઉપદેશ. વિજય૦ ॥૭॥
દીવબંદરના ખુશી કરે ગુરૂ ફીરંગી,
હાંરે દક્ષિણનો થયો સતસંગી,
હાંરે બાદશાહ ઇદલશાહ જંગી,
હાંરે ગૌવધ કરે બંધ. વિજય૦ ॥૮॥
નવાનગરનો લાખો રાજા અનુપ,

---

૧ સંવત્ ૧૬૭૪

હાંરે છડરનો કલ્યાણમલ્લ ભૂપ,
હાંરે સૂરિ પાસે ધર્મસ્વરૂપ,
હાંરે સુણે કરી સનમાન. વિજય૦ ॥૯॥

અઢીહજાર સાધુતણા સરદાર,
હાંરે વિજયસેનસૂરિના પટધાર,
હાંરે જેની ત્યાગવૃત્તિ છે અપાર,
હાંરે દ્રવ્ય ભોજને અગીયાર. વિજય૦ ॥૧૦॥

સતરસેંને તેરના અષાડે,
હાંરે સુદિ એકાદશીના દહાડે,
હાંરે ઉનાશેહેરે સમાધ લગાડે,
હાંરે સૂરિ સ્વર્ગ સધાયા. વિજય૦ ॥૧૧॥

હીરસૂરિના થુભની પાસે થાવે,
હાંરે સ્થૂભ રાયચંદ ભણુશાળી કરાવે,
હાંરે ગુરૂ હંસવિજય સાથ આવે,
હાંરે કરવા કર્પૂર દર્શન. વિજય૦ ॥૧૨॥

---

## શ્રી શાંતિચંદ્ર ઉપાધ્યાયજીનું ગીત.

---

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી એ દેશી.

વાચક શાંતિચંદ્ર ગણિંદ્રના,
ગુણગણ ગાઇયે આજરે ॥

રાજકુંવર સમ ગણુચિંતક થઈ,
કર્યાં બહુ શાસન કાજરે. વાચક૦

એ આંકણી.

અનુપમ એકસાથે એકસો આઠ,
કરનારા અવધાનરે ॥
રાય અનેકનેરે રંજન જે કરે,
રહિ સદા સાવધાનરે. વાચક૦ ॥૧॥
ભૂખણુ નામ દિગંબરવાદીને,
વાદ કરીને હઠાવ્યોરે ॥
ઇડરનૃપ નારાયણુ સભામાં,
જસડંકો વગડાવ્યોરે વાચક૦ ॥૨॥
મોટી મોટીરે રાજસભાઓમાં,
મતાંતરીયો હરાવીરે ॥
વાદી મતંગજ કેસરી થાઇને,
વિજયધજા ફરકાવીરે. વાચક૦ ॥૩॥
દિલ્લીપતિ અકબર સમ્રાટના,
આમંત્રણુથી જ્યારેરે ॥
હીરસૂરીશ્વર ફતેપુર ગયા,
સાથે શાંતિચંદ્ર ત્યારે રે. વાચક૦ ॥૪॥
ત્યાં સૂરીશ્વર શાંતિચંદ્રને,
પાઠકપદે પધરાવેરે ॥
થાનસિંહ શ્રાવક બહુ દ્રવ્યને,
ખરચી ઓચ્છવ કરાવેરે. વાચક૦ ॥૫॥

હીરવિજયસૂરિની આજ્ઞાથકી,
રહ્યા સમ્રાટની પાસરે ॥
કરૂણારસ ભંડારસમો રચ્યો,
કૃપારસ કોષ ખાસરે. વાચક૦ ॥૬॥
દયાલુ બહુ ગુરૂએ કર્યો સાહને,
ગ્રન્થ અપૂર્વ સુણાવીરે ॥
છઠ્ઠો મહિનારે જેણે વર્ષમાં,
જીવદયાને પલાવીરે. વાચક૦ ॥૭॥
અટકદેશનેરે કબજે જઇ કર્યો,
ગુરૂપસાયથી શાહેરે ॥
વાચક વચનથી ચૌદ કોટીતણો,
કર છોડયો ઉત્સાહેરે. વાચક૦ ॥૮॥
ઇત્યાદિક બહુ ઉપકારો કર્યો,
કહેતાં નાવે પારરે ॥
શ્રી હીરસૌભાગ્ય કાવ્યથી જાણવો,
એ સઘલો અધિકારરે. વાચક૦ ॥૯॥
શાસન ઉજવલ કરી સ્વર્ગે ગયા,
જિનશાસન શૃણગારરે ॥
એવા ઉપગારી ગુરૂજીનો પડયો,
સાલે વિરહ અપારરે. વાચક૦ ॥૧૦॥
પ્રાતઃકાલેરે નામ સંભારતાં,
પાપ પાતાલે જાવેરે ॥

ધર્મધુરંધર હંસવિજયગુરૂ,
તસ કર્પૂર ગુણ ગાવેરે. વાચક૦ ॥૧૧॥

## શ્રી વિજયાનંદસૂરિ ગીત.

સોના રૂપાને સોગટે સાંયાં ખેલત બાજી એ દેશી.

વિજયાનંદ સૂરીશના ગુણ ગાઇયે આજે,
સંસારરૂપ સમુદ્રથી તરવાને કાજે.
એ આંકણી.

તીવ્રબુદ્ધિથી તે થયા ગીતારથ જ્ઞાની,
સુણાવે ભવિને દેશના તત્ત્વાતત્ત્વ પિછાની.
વિજયા૦ ॥૧॥

કુમતિ કુતર્ક હઠાવીને ઢુંઢક પંથ નિવાર્યો,
સોનાપરે પરીક્ષા કરી, જૈન ધર્મ સ્વીકાર્યો.
વિજયા૦ ॥૨॥

ગુજરાંવાલા શેહેરમાં ગુરૂ સ્વર્ગે સધાવ્યા,
આત્મારામજી નામથી વિશ્વમાં ઓળખાયા.
વિજયા૦ ॥૩॥

આતમલક્ષ્મી સંપદા ધરી હંસ દીપાયા,
ધર્મધૂરંધર સૂરિના ગુણ કર્પૂર ગાયા. વિજયા૦ ॥૪॥

## શ્રી આત્મારામજી મહારાજનું ગીત.

---

હાંરે મ્હારે ઠામ ધરમના સાઢા પચવીસ દેશજો એ દેશી.

હાંરે સખી વિજયાનંદ સૂરીશ્વર નમીયે નિત્યજો,
કલિકાલમાં તે યુગપ્રધાન સમા થયારે લોલ;
હાંરે સખી પ્રસિદ્ધનામ
આત્મારામજી અણગારજો,
આતમના ઉદ્ધારનિમિત્ત પાલી દયારે લોલ. ॥૧॥

હાંરે સખી જ્ઞાનસુધારસ કુંડમાં જે ગુરૂ નહાયજો,
પંચમહાવ્રત પાલે પરમપ્રીતે કરીરે લોલ;
હાંરે સખી નિત્ય ધરે જિનરાયની તેતો આણજો,
એવા ગુરૂની સેવા કરવી તે ખરીરે લોલ. ॥૨॥

હાંરે સખી વાદીમતંગજ સિંહસમા ગુરૂરાયજો,
આચારજના છત્રીશ ગુણે બિરાજતારે લોલ;
હાંરે સખી જ્ઞાનરતન રત્નાકર છે ગુરૂરાજજો,
સમતારસ વરસાવા મેઘપરે ગાજતારે લોલ. ॥૩॥

હાંરે સખી એ સૂરીશ્વરનું ધરતાં નિત્યે ધ્યાનજો,
હંસસમા ઉજ્વલ ગુણગણને પામીયેરે લોલ;
હાંરે સખી ધર્મરૂપી દોલતના ગુરૂ દાતારજો,
કહે કર્પૂર ગુરૂચરણે શિર નામીયેરે લોલ. ॥૪॥

---

## ન્યાયાંભોનિધિ શ્રી વિજયાનન્દસૂરિ ગીત.

મલ્લિજિન નાથજી વ્રત લીજેરે એ દેશી.

શાણી સખી ગુરૂજીતણા ગુણ ગાઇયેરે,
જેથી મોક્ષતણાં સુખ પાઇયે. શાણી૦
એ આંકણી.

શ્રી વિજયાનંદસુરિરાયારે,
આતમરામ નામથી પંકાયારે;
ષટ્દર્શનમાંહે સવાયા. શાણી૦ ॥૧॥

દેશ ઉત્તમ પંજાબ નામેરે,
સુંદર શ્રી લેહેરા ગામેરે;
કપૂર ક્ષત્રિયનું કુલ પામે. શાણી૦ ॥૨॥

માતા રૂપાદેવીના જાયારે,
ગુરૂ બુદ્ધિવિજયજી પાયારે;
જિનશાસન ગુરૂએ દીપાયા. શાણી૦ ॥૩॥

સહિ સંકટ વિચર્યા દેશરે,
સાવચેતીથી ખાધી ન ઠેસરે;
આપ્યો હિતકારી ઉપદેશ. શાણી૦ ॥૪॥

રાજવંશી સમાન છે કાંતિરે,
ગુરૂવાણી રસથી થાય શાંતિરે;
ટાલે દુખ તાપ અને ભ્રાંતિ. શાણી૦ ॥૫॥

હઠીલા હઠાવ્યા કુબુદ્ધિરે,

કરી લીધી આત્માની શુદ્ધિરે;
પામ્યા અવિચલ જ્ઞાનની ઋદ્ધિ. શાણી૦ ॥૬॥
આતમલક્ષ્મી હંસગુરૂ મલીયારે,
કહે કપૂર મનોરથ ફલીયા. શાણી૦ ॥૭॥

---

## શ્રી વિજયાનંદસૂરિ ગુણ ગીત.

---

કેસરીયા થાંસુ પ્રીત કરીરે સાચા ભાવસેં એ દેશી.

વિજયાનંદસૂરિ સેવા કરોરે પરમ પ્રીતસેં,
હાંરે હાંરે શુભ રીતસેં. વિજયા૦
એ આંકણી.

કલિકાલમેં યુગપ્રધાન સમ,
હુવે સૂરીશ્વરરાયા;
અદ્‌ભુત સુંદર રૂપ સુહંકર,
મુખપર નૂર સુહાયારે. વિજયા૦ ॥૧॥
ક્ષત્રિયકુલમેં હુવે અવતારી,
જગજનકે હિતકારી;
બાલપણેમેં સંયમ લિના,
ગુણગણકે ભંડારીરે. વિજયા૦ ॥૨॥
કુગુરૂ ફંદમેં ફસે હુવે થે,
ઉનકો ગુરૂને બચાયે;
હજારો શ્રાવક શ્રાવિકા,
જૈન મતમેં બનાયેરે. વિજયા૦ ॥૩॥

મદન નિકંદન કરકે ગુરૂજી,
હુવે બાલબ્રહ્મચારી;
ષટ્ દર્શનકે જ્ઞાતા કહાયે,
ધન્ય ગુરૂ બલિહારીરે. વિજયા૦ ॥૪॥
સિદ્ધક્ષેત્રમેં સકલ સંઘને,
મિલ કર સૂરિપદ દીના;
પંઝાબ મારવાડ ગુજરાત દેશે,
ઉપગાર બહુ બહુ કીનારે. વિજયા૦ ॥૫॥
શિષ્ય પ્રશિષ્ય પ્રબલ પરીવારી,
ધર્મદોલત દાતારી;
હંસવિજય કવિરાયનો કર્પૂર,
નિત્ય નમે વારંવારીરે. વિજયા૦ ॥૬॥

---

## શ્રી આત્મારામજી સૂરીશ્વરનું ગીત.

---

હાંરે મારે ઠામ ધરમના સાડા પચવીસ દેશજો એ દેશી.

હાંરે સખી વિજયાનંદ સૂરીશ્વર વંદન કાજજો,
હરખ થકી હૈડાં અમારાં ઉલ્લસ્યાંરે લોલ;
હાંરે સખી દેખતાં દેદાર ગુરૂના આજજો,
રાતદિવસ ગુણગણુ મનમાં
આવી વશ્યારે લોલ. ॥૧॥
હાંરે સખી પંઝાબ દેશમાં જીરાનગર સુહાયજો,
તેની પાસે વસતા લેહેરા ગામમાંરે લોલ;

હાંરે સખી ક્ષત્રિયકુલમા ઉત્તમ ક્ષત્રીય ધારજો,
વાસ કરે તિહાં ગણેશચંદ,
શુભ ધામમાંરે લોલ. ॥૨॥
હાંરે સખી રૂપથી રંભાજેવી તેહની નારજો,
રૂપાદેવી નામે ગુણગણુથી ભરીરે લોલ;
હાંરે સખી ગુફામાંથી સિંહપરે ગુરૂરાયજો,
અવતરીયા તસ કુખેથી સુખે કરીરે લોલ. ॥૩॥
હાંરે સખી લીધો સંયમ શુધો અમદાવાદજો,
બુદ્ધિવિજય ગુરૂની પાસે હરખે કરીરે લોલ;
હાંરે સખી આપ્યું આનંદવિજયજી ગુરૂએ નામજો,
વિચર્યો દેશ વિદેશ હૈડે ઉલટ ધરીરે લોલ. ॥૪॥
હાંરે સખી ઇંદ્રસમાન સભાના છે શણગારજો,
સમતા–શચી પાસે રહે છે સોહામણીરે લોલ;
હાંરે સખી ધરે ધૈર્ય દંભોલિ સાહસ ધીરજો,
શોભા શી વર્ણવું એવા ગુરૂજી તણીરે લોલ. ॥૫॥
હાંરે સખી એ સૂરીશ્વરનું ધરીયે નિત્યે ધ્યાનજો,
જેહથી આતમલક્ષ્મી સંપદા પામીયેરે લોલ;
હાંરે સખી હંસવિજય ગુરૂરાજતણે સુપસાયજો,
કર્પૂર કહે એવા ગુરૂને શિર નામીયેરે લોલ. ॥૬॥

## પરમગુરૂ શ્રી હંસવિજય મહારાજની સ્તુતિ

(રેખતા.)

શ્રી ગુરૂરાજનાં દર્શન, થકી મારૂં મન હોય પરસન; (ટેક.)

ગુરૂ કરૂણારસ સાગર,
ગુરૂ ગુણગણના આગર. શ્રી૦ ॥૧॥
રૂપ સુવર્ણ સમ સોહે,
દેખી ભવિજન મન મોહે;
હંસ[1] સમ જૈન આકાશે,
કીર્ત્તિ ચૌ દિશીમાં ગાજે. શ્રી૦॥૨॥
સકલ શ્રી સંઘમાં શાંતિ,
કરાવી ટાલે છે ભ્રાંતિ;
વિજય આનંદસૂરિ સારા,
શિષ્ય લક્ષ્મીવિજય પ્યારા. શ્રી૦ ॥૩॥
જગત જંતુના હિતકારી,
થયા તસ શિષ્ય જયકારી;
યતિધર્મ દશના ધારી,
વર્યા સંયમ શ્રી મનોહારી. શ્રી૦ ॥૪॥
જીતવા કર્મની સ્વારી,
કરી ગુરૂરાજ તૈયારી;

---

૧ હંસ—સૂર્ય.

માતને તાત અરૂ ભ્રાતા,
થકી અધિકા છે ગુરૂત્રાતા. શ્રી૦ ॥૫॥
હાથ જોડી નમાવું શિષ્ય,
પડી પાયે માગુ આશીષ;
રાય ને રંક સમ ગણતા,
રોષ દિલમાં નહી ધરતા. શ્રી૦ ॥૬॥
જગજીવન કુલ નભચંદા,
માતા માણેકદેવી નંદા;
જીવન સફલું કર્યું આપ,
ટાલીને શોક સંતાપ. શ્રી૦ ॥૭॥
તરણ તારણ ગુરૂ ઝાજ,
પિતામહ ગુરૂમહારાજ;
કપૂર કહે પામીયે સંપત,
ગુરૂ સેવાથી જાય વિપત. શ્રી૦ ॥૮॥

---

## શ્રી વલ્લભવિજયજી મુંબાઇ પધાર્યા તે સમયનું ગીત.

---

ભવિ તુમે અષ્ટમી તિથિ સેવોરે ( એ દેશી. )

સખી ગુરૂરાજને નમો ભાવેરે,
જેથી ભવોભવનાં દુઃખ જાવે. સખી૦
એ આંકણી.
ધન્ય દિવસ ઘડી ધન્ય આજરે,

પધાર્યા ગુરૂમહારાજરે;
સુધર્યાં સ્વપરનાં કાજ. સખી૦ ॥૧॥

ગુરૂ વિચર્યા ગામો ગામરે,
કર્યા ઉપગાર ઠામો ઠામરે;
દિપાવ્યું ગુરૂનું નામ. સખી૦ ॥૨॥

બાલપણામાં દીક્ષા લીધીરે,
ગુરૂસેવા સારીરીતે કીધીરે;
વિનયથી થઇ પ્રસિદ્ધિ. સખી૦ ॥૩॥

ઉગ્રવિહારી બહુ પ્રતાપીરે,
દશ દિશામાં કીર્ત્તિ વ્યાપીરે;
ગુરૂ નામે શાલાઓ સ્થાપી. સખી૦ ॥૪॥

નાભારાજ્યમાં જસ બહુ લિધોરે,
પરાજય ઢુંઢકનો કીધોરે;
પંડિતોએ પ્રમાણપત્ર દીધો. સખી૦ ॥૫॥

સત્તરભેદે સંયમ પાલેરે,
ક્રોધાદિકષાય પ્રજાલેરે;
રાગદ્વેષથી મનડાને વાલે. સખી૦ ॥૬॥

મુંબાઇ સંઘની વિનતી સ્વીકારીરે,
આવ્યા ગુરૂગણના ભંડારીરે;
જેઠસુદિ ત્રીજ શનિવારી. સખી૦ ॥૭॥

ધન્ય ધન્ય વલ્લભમુનિરાયરે,

દેખી સંઘને આનંદ થાયરે;
કર્પૂરમુનિ ગુણ ગાય. સખી૦ ॥૮॥

## શ્રી વલ્લભવિજયજી મહારાજના પ્રવેશ સમયનું ગીત.

પદ્મપ્રભુકી પૂજા શિવસુખ દાનીરે એ દેશી.

ધન્ય ધન્ય દિન આજ,
પધાર્યા શ્રી ગુરૂરાજ;
સુધાર્યા સ્વપર કાજ,
આવ્યા ગુરૂ જ્ઞાનીરે. વલ્લ૦ ॥૧॥
માતા ઇચ્છાબાઇ જાયા,
દીપચંદ કુલ આયા;
દીક્ષા બાલપણે પાયા,
શિવસુખ દાનીરે. વલ્લ૦ ॥૨॥
જિનશાસન જયકારા,
ઉપગાર કરે સારા;
ભવોદધિ તારનારા,
ગુરૂ ગુણખાનીરે. વલ્લ૦ ॥૩॥
ક્ષમાદિક ગુણધારી,
જગજીવ હિતકારી;
ક્રોધ માન દિયે ટારી,
ભને ગુરૂ ધ્યાનીરે. વલ્લ૦ ॥૪॥

નમો ગુરૂ શુભ ભાવે,
જેથી ભવ દુઃખ ભવે;
કપૂર સુગુણ ગાવે,
ખુશી દિલ માનીરે. વલ્લ૦ ॥૫॥

## શ્રી વલ્લભવિજયજી ડભોઇ પધાર્યા તે સમયનું ગીત.

મલ્લિજિન નાથજી વ્રત લિજેરે એ દેશી.

આજે ગુરૂરાજ મને મલીયારે,
મારા મનના મનોરથ ફલીયા. આજે૦
એ આંકણી.

શ્રી વિજયાનંદ સૂરિરાયારે,
હર્ષવિજય પ્રશિષ્ય સુહાયારે;
તેના શિષ્ય વલ્લભમુનિરાયા. આજે૦ ॥૧॥

પંદર સાધુની સાથે વિચરતારે,
વલિ દેશ વિદેશમાં ફરતારે;
આવ્યા દર્ભાવતી પાવન કરતા. આજે૦ ॥૨॥

સૂત્ર ઠાણુંગજી સંભલાવેરે,
ઉપર શાંતિચરિત્ર સુણાવેરે;
અતિ ગહન અર્થ સમજાવ. આજે૦ ॥૩॥

ગુરૂ દેશના બહુ હિતકારીરે,
સુણવાથી દુખ જાય ભારીરે;
પામે આતમલક્ષ્મી સારી. આજે૦ ॥૪॥

ઓગણીસેં અડસઠ સાલેરે,
શ્રાવણ સુદિ દસમી સુકાલેરે;
કહે કર્પુર સંઘ બહુ મ્હાલે. આજે૦ ॥૫॥

---

## બારમાસિક સુપર્વ ગીત.

---

હાંરે મારે ઠામ ધરમના સાડા પચવીસ દેશજો એ દેશી.

હાંરે સખી ગુરૂવાણી ગુણખાણી સરખી સુણીયેજો,
કાર્તકમહિને જ્ઞાનપંચમી આરાધીયેરે લોલ;
હાંરે સખી અઠાઇયોને જિનકલ્યાણક દિવસેજો,
પાપારંભ પરિહરી ધર્મને સાધીયેરે લોલ. ॥૧॥
હાંરે સખી માગસરમાસે મમતા પરિહરી ખાસજો,
મૌનપણે રહી મૌન એકાદશી સેવીયેરે લોલ;
હાંરે સખી જન્મકલ્યાણક
પાર્શ્વપ્રભુનું ઉજવીયેજો,
પોષદશમે પ્રભૂ પૂજી ધૂપ ઉવેખીયેરે લોલ. ॥૨॥
હાંરે સખી મહામહિનામાં મોક્ષ ગયા ભગવાનજો,
ઋષભદેવ તિથિયે મેરૂતેરસ તણીરે લોલ;
હાંરે સખી ફાગણે ફેરી જન્મતણી નવી ફરીયેજો,
હોલી વરજી ફાગણ ચોમાસું ગણીરે લોલ. ॥૩॥
હાંરે સખી ચૈતરે ઓલી કહીયે આંબેલ કેરીજો,
શ્રીપાલ મયણા પરે નવપદ આરાધીયેરે લોલ;

હાંરે સખી વૈશાખે દિયે દાન શ્રેયાંસ કુમારજો,
અખાત્રીજ અક્ષય સુખકારી
સ્વીકારીયેરે લોલ. ॥૪॥
હાંરે સખી જેઠમાં જન્મ્યા શાંતિનાથ ભગવાનજો,
અષાડ ચોમાસાની અઠાઇ પાલીયેરે લોલ;
હાંરે સખી શ્રાવણ સુદિ પાંચમ દિન નેમિ કુમારજો,
જન્મ્યા તે દિન સ્નાત્રથી
પાપ પખાલીયેરે લોલ. ॥૫॥
હાંરે સખી ભાદરવે પજુષણ પૂરણ પલાયજો,
અમરપટહ શીલવ્રત અઠમ તપસ્યા થકીરે લોલ;
હાંરે સખી આસો માસે અઠાઇ ઓલી કીજેજો,
દશરાને દિન હિંસા ટાલીને નકીરે લોલ. ॥૬॥
હાંરે સખી દીવાલી દિન સેવો વીર નિર્વાણજો,
કાર્તકી યાત્રા કરીયે સિદ્ધગિરિ શાનથીરે લોલ;
હાંરે સખી હંસવિજય મહારાજનો કહે કર્પૂરજો,
બારે મહિના સફલ કરીયે ધર્મ ધ્યાનથીરે લોલ.॥૭॥

---

## સોલ સતીઓનું ગીત.

---

આવો આવો જસોદાના કંત અમ ઘર આવોરે એ દેશી.

સમરો સોલ સતીઓનાં નામ સખી ધરી વ્હાલરે,
નામ સમરતાં મંગલ થાય જાય જંજાલરે.
એ આંકણી.

પેહેલી બ્રાહ્મી ભરતની બેન સરસ્વતી કહીયેરે,
બીજી બાહુબલીની બેહેન સુંદરી નામ ગ્રહીયેરે;
જેણે મુકી કાયાની માયા સાઠ હજારરે,
વર્ષો સુધી આંબેલ કર્યાં નિરધારરે. સમરો૦ ॥૧॥
ત્રીજી ચંદનબાલા બાલકુંવારી સારીરે,
જેણે વીરપ્રભુની પ્રતિજ્ઞા પાર ઉતારીરે;
જીતી રાજુલ જોબનવયમાં કામ વિકારરે,
લિયે નેમિપ્રભુની પાસે સંજમભારરે. સમરો૦ ॥૨॥
પાંચ પાંડવનારી દ્રૌપદી નામ કહાવેરે,
એકસો આઠ વસ્ત્ર પુરાણાં શીલપ્રભાવેરે;
સતી કૌશલ્યા દશરથ ભૂપ તણી રાણીરે,
મૃગાવતી સતી શતાનીક નારી ગવાણીરે.
સમરો૦ ॥૩॥
કરી અંબડ પરિવ્રાજકે પરીક્ષા જાણીરે,
પણ ડગી નહી શ્રદ્ધાથી સુલસા શાણીરે;
થશે આવતી ચોવીશીમાં શ્રી નિર્મમનાથરે,
પ્રભુ ચલાવશે શિવપુરકેરો સાથરે. સમરો૦ ॥૪॥
બેન ભામંડલની સીતા સતી જગ મોટીરે,
કર્યું રાવણે હરણ સતીનું થઇ કસોટીરે;
ધીરજ કરતાં અગ્નિ શીતલ થયો તેહ ઠામેરે,
સીતાના શીલનો મહિમા વધ્યો ગામોગામરે.
સમરો૦ ॥૫॥

કાચા તાંતણે ચાલણી બાંધી કુવામાંથી પાણીરે,
નિકાલે સતી સુભદ્રા જે ગુણની ખાણીરે;
ઉઘાડી ચંપાના દરવાજા કલંક ઉતારેરે,
સતીપણાનો સિક્કો લોક ખુશી થઇ મારેરે.
સમરો૦ ॥૬॥

શીલભૂષિત શિવાદેવી શિવપદ ગામીરે,
પાંડુરાયની કુંતાકામિની થઇ બહુ નામીરે;
પાલી પતિવ્રતાની ટેક અતિ ઉચ્છાહેરે,
શીલવતી દીપાવે કાય શીલસન્નાહેરે. સમરો૦ ॥૭॥

ઘોર વનમાં ભમી નલભૂપનારી દમયંતીરે,
શીલ સાચવી સંકટમાંહે થઈ જયવંતીરે;
પુષ્પચૂલા પ્રભાવતી દોય સતી પંકાણીરે,
છેલ્લી પદ્માવતી સતી શાસ્ત્રમાંહે વખાણીરે.
સમરો૦ ॥૮॥

આતમલક્ષ્મી સંપદા દાયક સોલ એ નામરે,
જે જપે પ્રભાતમાં ઉઠી તેનાં સરે કામરે;
પ્રૌઢપ્રતાપી શ્રી ગુરૂ હંસવિજય કવિરાયરે,
તસ બાલક કર્પૂર પ્રભાતે ઉઠી ગુણ ગાયરે.
સમરો૦ ॥૯॥



## ચૌદ સુપનનું ગીત.

ઓચ્છવરંગ વધામણાં પ્રભુ પાસને નામે એ દેશી.

સહિયર આજે પ્રભુ તણા,
ગુણગણને ગાઇયે;
પ્રભુ ગુણ ગંગાજલ થકી,
આપણ પાવન થઇયે. સહિયર૦ ॥૧॥
જન્માંતરથી ચવી પ્રભુ,
આવે ગર્ભમાં જ્યારે;
ચૌદ સુપન દેખે સવી,
પ્રભુ માતાઓ ત્યારે. સહિયર૦ ॥૨॥
પેહેલો હાથી બીજો બેલ છે,
જુવે સિંહને ત્રીજે;
ચોથે સુપને શ્રીદેવીને,
દેખી માતાજી રીજે. સહિયર૦ ॥૩॥
પાંચમે ફુલની માલને,
છઠ્ઠે ચંદ્રમા સોહે;
સાતમે સૂર્ય ને આઠમે,
ધજા મનને મોહે. સહિયર૦ ॥૪॥
નવમે કલસ સોહામણો,
મંગલકાર મનેહર;
દશમે પદ્મસરોવરૂં,
કમલ છે જેની અંદર. સહિયર૦ ॥૫॥

ક્ષીરસાગર અગીઆરમે,
બારમે છે વિમાન;
તેરમે રત્નના રાશિને,
જુવે ચતુર સુજાન. સહિયર૦ ॥૬॥
ચૌદમે નિર્ધૂમ અગ્નિની,
જુવે જ્વાલાઓ સારી;
એહવાં સુંદર સુપનાં,
માતા જુએ મનોહારી. સહિયર૦ ॥૭॥
કર્પૂર કહે સંભારશે,
ઉઠીને જે સકાલી;
હંસપરે તે પામશે,
મુક્તાફલની માલી, સહિયર૦ ॥૮॥

## વર્તમાન ચોવીસીનું ગીત.

મલજો મલજો મલજોરે મને શ્યામ સલુણા મલજો એ દેશી.

થાય છે થાય છે થાય છે રે,
મને પ્રભુગુણ ગાવા મન થાય છે.
એ આંકણી.
પેલા ઋષભદેવ બીજા અજિતનાથ,
સંભવ ત્રીજા પંકાય છે રે. મને પ્ર૦ ॥૧॥
ચોથા અભિનંદન પાંચમા સુમતિનાથ,
છઠ્ઠા પદ્મપ્રભ ગણાય છે રે. મને પ્ર૦ ॥૨॥

સાતમા સુપાર્શ્વનાથ આઠમા ચંદ્રપ્રભ,
નવમા સુવિધિ સુહાય છે રે. મને પ્ર૦ ॥૩॥
દશમા શીતલપ્રભુ અગીયારમા શ્રેયાંસનાથ,
વાસુપૂજ્ય બારમા પૂજાય છે રે. મને પ્ર૦ ॥૪॥
તેરમા વિમલનાથ ચૌદમા અનંતનાથ,
ધર્મનાથ પંદરમા થાય છે રે. મને પ્ર૦ ॥૫॥
સોલમા શાંતિનાથ સતરમા કુંથુનાથ,
અરનાથ અઢારમા કહાય છે રે. મને પ્ર૦ ॥૬॥
મલ્લિનાથ મુનિસુવ્રત ઓગણીસમા વીસમા,
નમિ એકવીસમા અંકાય છે રે. મને પ્ર૦ ॥૭॥
બાવીસમા નેમિનાથ ત્રેવીસમા પાર્શ્વનાથ,
ચોવીસમા મહાવીર મનાય છે રે. મને પ્ર૦ ॥૮॥
વર્તમાન ચોવીસ જિનનાં ઇણીપરે નામ,
દુનીયામાં ગવાય છે રે. મને પ્ર૦ ॥૯॥
દર્શન વંદન પૂજન કરતાં,
પાપ પાતાલે જાય છે રે. મને પ્ર૦ ॥૧૦॥
હંસવિજય કવિરાયનો કર્પૂર,
પ્રેમથી પ્રભુગુણ ગાય છે રે. મને પ્ર૦ ॥૧૧॥

---

## શ્રી અતીત ચોવીશી ગીત.

---

મને કાંઇ કામણ કીધુંરે એ દેશી.

સખી અતીત ચોવીશી જિનનારે,
નામ લઇ ગુણ ગાઇયેરે;

પ્રભુના ગુણ ગાવાથી પ્રીતેરે,
નિર્મલ આપણ થાઇયેરે. સખી૦
એ આંકણી.

પહેલા[1] પ્રભુ કેવલનાણીરે, સજનો૦
બીજા પ્રભુ નિર્વાણીરે;[2] સજનો૦
ત્રીજા સાગર[3] પ્રમાણીરે, સજનો૦
મહાયશ[4] ચોથા સુખખાણીરે. સજનો૦
સખી૦ ॥૧॥

પાંચમા વિમલ[5] વિમલકારરે, સજનો૦
સર્વાનુભૂતિ[6] છઠ્ઠા ધારરે; સજનો૦
સાતમા[7] શ્રીધર તારનારરે, સજનો૦
આઠમા દત્ત[8] મનોહારરે. સજનો૦
સખી૦ ॥૨॥

દામોદર[9] નવમા જિણંદારે, સજનો૦
દશમા સુતેજ[10] સુખકંદારે; સજનો૦
સ્વામી[11] અગીયારમા આનંદારે, સજનો૦
મુનિસુવ્રત[12] બારમા સુહંદારે. સજનો૦
સખી૦ ॥૩॥

તેરમા સુમતિ[13] સુખદાયારે, સજનો૦

શિવગતિ[૧૪] ચૌદમા સુહાયારે; સજનો૦
અસ્તાગ[૧૫] પંદરમા પાયારે, સજનો૦
સોલમા નિમીશ્વર[૧૬] ગાયારે. સજનો૦
સખી૦ ॥૪॥

નિલનાથ[૧૭] સતરમા સુહાવેરે, સજનો૦
યશોધર[૧૮] અઢારમા થાવેરે; સજનો૦
ઓગણીસમા[૧૯] કૃતાર્થ કહાવેરે, સજનો૦
વીશમા જિનેશ્વર[૨૦] નમો ભાવેરે. સજનો૦
સખી૦ ॥૫॥

શુદ્ધમતિ[૨૧] એકવીસમા સ્વામીરે, સજનો૦
બાવીશમા શિવંકર[૨૨] નામીરે; સજનો૦
ત્રેવીસમા સ્યંદન[૨૩] સુખધામીરે, સજનો૦
ચોવીશમા સંપ્રતિ[૨૪] શિવગામીરે. સજનો૦
સખી૦ ॥૬॥

પ્રભુ આત્મિક સંપદા પાયારે, સજનો૦
અખુટ ધર્મ દોલતના દાયારે; સજનો૦
શ્રી હંસવિજય ગુરૂરાયારે, સજનો૦
તસ કર્પૂરે પ્રભુ ગુણ ગાયારે. સજનો૦
સખી૦ ॥૭॥

## શ્રી અનાગત ચોવીશી ગીત.

હું તો સમરૂં સદા આબુરાજનેજો એ દેશી.

ગુણી સમરો સદા જિનરાજનેજો,
છોડી કામ કદાગ્રહ કાજને જો. ગુણી૦
એ આંકણી.

અનાગત ચોવીશીને વંદિયેજો,
કાંઇ વંદતાં કર્મ નિકંદિયે જો. ગુણી૦ ॥૧॥

પહેલા [૧]પદ્મનાભ પ્રભુ ધ્યાઇયેજો,
[૨]સુરદેવ બીજા દિલ લાઇયેજો. ગુણી૦ ॥૨॥

ત્રીજા [૩]સુપાર્શ્વનાથ વખાણીયેજો,
ચોથા [૪]સ્વયંપ્રભ પીછાણીયેજો. ગુણી૦ ॥૩॥

પાંચમા [૫]સર્વાનુભૂતિ ધારીયેજો,
[૬]દેવશ્રુત છઠા ઉચ્ચારીયેજો. ગુણી૦ ॥૪॥

[૭]ઉદયનાથ સાતમા સ્વીકારીયેજો,
[૮]પેઢાલપ્રભુજી આઠમા જુહારીયેજો. ગુણી૦ ॥૫॥

[૯]પોટિલપ્રભુ નવમા પરમાતમાજો,
[૧૦]શતકીર્ત્તિ દશમા શુદ્ધાતમાજો. ગુણી૦ ॥૬॥

[૧૧]મુનિસુવ્રતનાથ અગીયારમાજો,
[૧૨]અમમનાથ નમીયે પ્રભુ બારમાજો. ગુણી૦ ॥૭॥

[૧૩]નિષ્કષાય તેરમા નિભાલીયેજો,
[૧૪]નિષ્પુલાક ચૌદમા પખાલીયેજો. ગુણી૦ ॥૮॥
[૧૫]નિર્મલ પંદરમાને પૂજીયેજો,
[૧૬]ચિત્રગુપ્ત સોલમાથી બુઝીયેજો. ગુણી૦ ॥૯॥
સતરમા શ્રી [૧૭]સમાધિનાથ જાણીયેજો,
[૧૮]સંવરનાથ અઢારમાને માનીયેજો, ગુણી૦ ।૧૦॥
[૧૯]યશોધરપ્રભુ ઓગણીસમાજો,
[૨૦]વિજયનાથને ગણીયે વીશમાજો. ગુણી૦ ॥૧૧॥
એકવીશમા [૨૧]મલ્લપ્રભુ માનીયેજો,
[૨૨]દેવજિન બાવીશમા વખાણીયેજો. ગુણી૦ ॥૧૨॥
પ્રભુ [૨૩]અનંતવીર્ય તેવીશમાજો;
[૨૪]ભદ્રંકર નમીયે ચોવીશમાજો. ગુણી૦ ॥૧૩॥
થનાર ચોવીશ જિનના નામનેજો,
નિત્ય સમરીયે ગુણધામનેજો. ગુણી૦ ॥૧૪॥
હંસસમ નિર્મલતા પામીયેજો,
કહે કર્પૂર પ્રભુ શિર નામીયેજો. ગુણી૦ ॥૧૫॥



શ્રી

( દોધક-વૃત્ત. )

હંસવિજે ગુરૂરાજ પધાર્યા,
આજ અચાનક હર્ષ વધાર્યા;
ધન્ય ઘડી શુભ આજ અમારે,
[1]સંપત્ત શિષ્યસુ સાથ પધારે. ॥૧॥
કર્પૂર, શંભુવિજે, પણ સાથે,
[2]સેવત પાય ગુરૂ નિજ હાથે;
નિર્મળ આર[3] અને જળ લાવે,
વાપરતા ગુરૂસાથ સુભાવે. ॥૨॥
દેવસમાન ગણે ગુરૂરાયા,
શાસ્ત્રપ્રમાણુ વિચારત [4]ડાહ્યા;
વંદન ભાવવડે કરવાથી,
પાપ હઠે ભવિનાં ઝટ આથી. ॥૩॥
અમૃત વાકયવદે ગુરૂ પ્રીતે,
દે ઉપદેશ સુશાસ્ત્રની રીતે;
પ્રેમ ધરી સુણુતા સહુ કાને,
હર્ષ ધરી સફળો ભવ માને. ॥૪॥
હંસવિજે નિજ કુળ દિપાવી,
ઉત્તમ અંતરજ્ઞાન જગાવી;
સંયમ ધર્મ વિષે સુખ છોડી,
ભક્તિ ભરી નિયમે મન જોડી. ॥૫॥

આ ભવસાયરમાં સુખ પામો,
દેશ વિદેશ વિષે [5]યશ જામો;
ધર્મમતિ મુનિ હંસ તમારી,
સંયમમાં કરતા ખપ ભારી. ॥૬॥
વ્યાસપરે બનશો સુકૃપાળુ,
કારણ છો બહુ આપ દયાળુ;
છો ગુણવાન ગણી ગુરૂરાયા,
ભક્તિવડે [6]દોધક ગાયા. ॥૭॥

( ત્રોટકછંદ. )

મુનિ હંસ તણા ઉપદેશવડે,
સહુના મનમાં શુભ છાપ પડે;
સદ્બોધ ગ્રહી મન મેલ જતા,
કરતા ગઇ નિર્મળ વૃત્તિ થતા. ॥૮॥
[7]ઇરિષા સહુ નિંદકતા તજશે,
ગુરૂજ્ઞાન ગ્રહી પ્રભુને ભજશે;
પ્રિય અમૃત નિર્મળ [8]ગિરસુણી,
સુખશાન્તિ વધારત દીલ ઘણી. ॥૯॥
ગુરૂ જ્ઞાન વિષે પરિપૂરણ છે,
ભવબંધન મોચક ચૂરણ છે;

---

૧ પંન્યાસજી સંપત્તવિજયજી સુશિષ્ય આપના. ૨ ગુરૂના ચરણકમળની સેવા પોતાનેજ હાથે કરતા. ૩ ભજ. ૪ શાસ્ત્રનું ફરમાન વિચારીને શાણા શિષ્યો ગુરૂને દેવસમાન ગણતા હતા. ૫ કીર્તિ. ૬ દોધકછંદમાં ગુણ ગાયા. ૭ અદેખાઈ. ૮ વાણી.

સદ્બોધ પ્રભાત વિષે કરતા,
સહુના મન રંજન પૂર્ણ થતા. ॥૧૦॥

નરદેહ મળે શુભ કર્મ વડે,
સદ્ભાગ્યવડે ગુરૂ યોગ જડે;
ભવસાયર [1]ભીતિ ન તોય ધરી,
નિજ આત્મતણાં જન તે [2] વયરી. ॥૧૧॥

મુનિ હંસ સુસંપત્ત આપ અહીં,
શિશુ કર્પુર શંભુ [3]ચતુર્થ રહી;
મુનિરાજ મળી સદ્બોધ કરે,
સહુ સજ્જન અંતરમાં ઉતરે. ॥૧૨॥

સદ્વૃત્તિ શીલે મુનિગુણ ઘણા,
મન સંયમ માર્ગ વિષે [4]ન મણા;
જીભ એકજ, કેમ વખાણ બને ?
સદગુણ વરે મુનિ સૌ તમને. ॥૧૩॥

વદતા સ્વર સુન્દર તાલ લહી,
જલધાર પરે સદ્જ્ઞાન દહી;
મુનિ હંસવિજે નિજ ધર્મ ધરે,
ચિત એકવડે જિનભક્તિ કરે. ॥૧૪॥

પ્રભુભક્તિ વડે [5]અપવર્ગ મળે,
ભવસાગરનાં દુઃખ સર્વ ટળે;

૧ બીક. ૨ દુશ્મન. ૩ ચારજણા. ૪ખામી નહીં. ૫ મોક્ષ.

[1]અરચા પ્રભુ સંપતવિજે ભણે,
અરિહંત તણા ગુણગાન ગણે. ॥૧૫॥

શુભ દર્શન તાલધ્વજે કરતા,
મુનિનાં મન ભકિત વિષે ઠરતાં;
વ્યવહારતણી સહુ જાળ તજો,
ગુરૂવંદનમાં સદભાવ સજો. ॥૧૬॥

સુચના કરૂં છું [2]ફરમાન નથી,
અવગુણ તજો સહુ એહ [3]કથી;
સહુ સુન્દર [4]શીખ દિલે ધરજો,
સદ્ સંગત જૈ કમળા વરજો. ॥૧૭॥

( વસંતતિલકા. )

આવા કૃપાળુ મુનિ તાલધ્વજે પધાર્યા,
સૌને સુબોધ મુનિયે દઇને સુધાર્યા;
છે ધન્ય ધન્ય મુનિ હંસવિજે તમોને,
કર્તા કૃતાર્થ [5]શિશુ સાથ મળી અમોને.




૧ પૂજા, ૨ હુકમ, ૩ કહીને, ૪ શીખામણ,

# જાહેર ખબર.

| | | કીંમત. |
|---|---|---|
| ૧ | કાવીતીર્થ સ્તવનાવળી ... ... ... | ભેટ. |
| ૨ | સંવેગદ્રુમ કંદલી ... ... ... | ભેટ. |
| ૩ | ગહુંલી સંગ્રહ ... ... ... ... | ૦—૩—૦ |
| ૪ | તત્ત્વામૃત ... ... ... ... | ૦—૮—૦ |
| ૫ | લાહોરમાં સેનસૂરીની પધરામણી ... ... | ભેટ. |
| ૬ | સજ્જન સદુપદેશ ... ... ... | ભેટ. |
| ૭ | સમેતશિખરાદિ તીર્થયાત્રા પ્રવાસ ... ... | ૦—૪—૦ |
| ૮ | ગીરનાર મંડન નેમીનાથની પૂજા ... ... | ૦—૮—૦ |
| ૯ | લાયબ્રેરીનો પ્રચાર કેવા પ્રકારનો હોવો જોઇએ. | ભેટ. |
| ૧૦ | લોકતત્વ નિર્ણય ... ... ... | ૦—૮—૦ |
| ૧૧ | માંડવગઢનો મંત્રી પેથડકુમાર ... ... | ૦—૪—૦ |
| ૧૨ | ગીતસંગ્રહ ... ... ... ... | ૦—૨—૦ |

**શ્રી હંસવિજયજી ફ્રી લાયબ્રેરી.**

લહેરીપુરા રોડ—વડોદરા.